આ. જ્યન્તરાયભાઈ નિસ્તિતે લોટ.

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળા: ગ્રંથાંક ૬૦

કવિ શામળ ભટ્ટ રચિત

# રુસ્તમનો સલોકો

ગુજરાત સરકારની આર્થિક સહાયથી
આ પુસ્તક ખરીદવામાં આવ્યું છે.

સંશોધક સંપાદક:
ડૉ. હરિવલ્લભ ચૂ. ભાયાણી
અધ્યક્ષ ગુજરાતી વિભાગ, ભારતીય વિદ્યા ભવન, મુંબઈ–૭



શ્રી ફૉર્બસ ગુજરાતી સભા
મુંબઇ – ૪

:પ્રકાશક:
શ્રી શંકરપ્રસાદ છગનલાલ રાવલ
સહાયક મંત્રી, શ્રી ફૉર્બ્સ ગુજરાતી સભા
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ માર્ગ, મુંબઈ-૪



આવૃત્તિ પહેલી : નકલ ૫૦૦
ઈ. સ. ૧૯૫૬ : વિ. સં. ૨૦૧૨
મૂલ્ય: રૂપીઆ ત્રણ

:મુદ્રક:
નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
“ગુજરાતી” પ્રિન્ટિંગ પ્રેસ,
૩૦૮, બઝારગેટ સ્ટ્રીટ, રિઝર્વ બૅંકની પાછળ, કોટ, મુંબઈ-૧

# નિવેદન

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથાવલિનો આ ૬૦ મો ગ્રંથાંક છે.

"રૂસ્તમનો સલોકો" કાવ્ય વર્ષો પર છેક ઈ. સ. ૧૯૨૩માં "રૂસ્તમ બહાદુરનો પવાડો, કવિ શામળભટ્ટે રચેલો (પ્રાચીન)" એ નામે સભાના સહાયક મંત્રી સ્વ. શ્રી અંબાલાલ બુલાખીરામ જાનીને સંશોધનસંપાદનાર્થે સોંપવામાં આવ્યું. તે મુદ્રણાલયમાં આપ્યાની દશેક વર્ષ ચાલુ નોંધ સભાના અહેવાલોમાં છે. એનું પ્રકાશન પછી થયું જ નહીં અને હાથનકલ ગુજરાતી મુદ્રણાલયમાં આપવામાં જ આવી નહોતી. આ કાર્ય ગયે વર્ષે અમે પ્રાકૃત, અપભ્રંશ ને જૂની તેમજ મધ્યકાલીન ગુજરાતીના સમર્થ અભ્યાસક પ્રા. ડૉ. હરિવલ્લભ ચૂનીલાલ ભાયાણીને સોંપ્યું અને આજે એ કાવ્યનું પ્રકાશન કરવા સભા શક્તિમાન થઈ છે એ એક આનંદની વાત છે.

પવાડો એ કોઈ એક પ્રસિદ્ધ ઐતિહાસિક પ્રસંગનો ને પ્રસંગ ઉત્પન્ન કરનાર નાયકનો એક વર્ણનાત્મક કાવ્યપ્રકાર છે. પરતંત્ર અને ચાલુ વારંવાર પરસત્તાના ચક્ર નીચે કચડાતું ગુજરાત એક કાલે દિલ્હીની મુગલાઈ, અમદાવાદની સ્વતંત્ર મુસલમાન સલ્તનત, સૂરતના નવાબ અને ગુજરાત પર ચાલુ આક્રમણ કરનારાં ગાયકવાડપ્રમુખ મરાઠાઓનાં ધાડાં વચ્ચેનાં ઝપ્પાઝપ્પી અને યુદ્ધોનું દુર્ભાગી રણક્ષેત્ર બન્યું હતું તે વખતના સમાજજીવનનું આ પવાડામાં કવિ શામળભટ્ટે ઠીકઠીક આલેખન કર્યું છે. વિશ્વનાથ જાનીકૃત ગનીમનો પવાડો—ગનીમની લડાઈ—જેની સભાના એક વખતના માનાર્હવિદ્વાન મંત્રી શ્રી તનસુખરામભાઈની આગળ ને પાછળ તૂટક હાથપ્રતમાં ગુજરાતી પ્રજાના સામાજિક જીવનનું ચિત્ર જરા વધારે ઊઠી આવ્યું જણાય છે.

આપણા સંસ્કૃત શ્લોકો લોકમુખે અસલોક, અસલોકા, સલોક, સલોકા એમ હજી યે ગામોમાં ઉચ્ચારાય છે. આવા સલોકા હિન્દુઓમાં, જૈનોમાં સંખ્યાબંધ રચાઈ એક લોકપ્રિય કાવ્યપ્રકાર બન્યા છે. ઉત્સવો ઉજવવા સામઈઆના સમૂહાકારે દેવસ્થળે જતાંજતાં, તેમજ ગોરમાના વ્રતની પૂર્ણાહુતિ કાળે કોઈ સુંદર છોકરીને વરરાજા બનાવી તેને ઘોડે બેસાડી વરઘોડા કાઢવામાં આવતાં ત્યારે બુલંદ સ્વરવાળા ગ્રામજનો આવા સલોકા રસ્તામાં લલકારતા લલકારતા ચાલતા અને ઊમંગી લોકજીવનનું તાદૃશ દર્શન દાખવતા. આ પરિપાટી દિવસેદિવસે હવે લુપ્ત થઈ ગયા લાગે છે.

રખીદાસ પટેલ—માતર તાલુકાના સુંજ ગામના 'રખિયલ રાજવી'—ના ગામમાં કવિ શામળભટ્ટે પોતે આ પવાડો, આ સલોકો ગાઈ ગાઈ ભારે લોકરંજન કર્યું હશે.

આ "રૂસ્તમનો સલોકો" કાવ્યના સફળ સંશોધનસંપાદન માટે ઉપલબ્ધ પ્રત્યેક સાધનસામગ્રીનો સ્નેહશ્રમથી વિપુલ ઉપયોગ કરી આ સંપાદન કાર્યને સંપૂર્ણ ને સફળ કરી આપવા માટે શ્રી ભાયાણી અમારા અભિનંદનને પાત્ર બન્યા છે.

શંકરપ્રસાદ છગનલાલ રાવળ
સહમંત્રી
શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ—૪.

૨૫ : ૪ : ૧૯૫૬

# અનુક્રમ

# ભૂમિકા

## પ્રતોનું વર્ણન

'રૂસ્તમનો સલોકો'નું પ્રસ્તુત સંપાદન જે ત્રણ હસ્તપ્રતોને આધારે કર્યું છે તેમનું વર્ણન આ પ્રમાણે છે:

પ્રત ક્ર૰: આ ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં ૩૯૬ ક્રમાંકની પ્રત છે. કે. કા. શાસ્ત્રીની 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી'માં શામળભટ્ટની કૃતિઓમાં 'રુસ્તમનો શલોકો' એ નામ નીચે આ પ્રતની નોંધ લેવામાં આવી છે. 'ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી' (ભાગ ૧, ૧૯૨૩) માં પૃ. ૧૯૯–૨૦૨ પર આ પ્રતિનું વર્ણન, વિષયની માહિતી, વગેરે વિગતથી આપવામાં આવ્યું છે. આ પ્રત સંભાળથી મોટા સ્પષ્ટ અક્ષરે લખાયેલી છે. લખાણની બંને બાજુ લાલ શાહીથી બેવડી લીટી આંકી હાંસિયા જુદા પાડેલા છે. પંક્તિઓ લાલ શાહીના બે દંડથી જુદી પાડેલી છે. પ્રત પુસ્તકાકાર છે. કારીગરીવાળું સુશોભિત પૂઠું છે. તેના પર અંદરની કૃતિઓનાં નામોની નોંધ છે. પહેલા કોરા પૃષ્ઠ પર એ બધી કૃતિઓનાં નામ અંગ્રેજીમાં નોંધેલાં છે અને સાથે Ahmedabad 1849 એમ લખેલું છે.

આ હસ્તપ્રતમાં નીચે પ્રમાણેની કૃતિઓ છે:



આમ આ હસ્તપ્રતમાં પાંચમી કૃતિ–રૂસ્તમનો સલોકો પૃ. ૧–૧૮ ઉપર ઉતારવામાં આવી છે. તેમાં ૩૬૧ પંક્તિ છે. એના હાંસિયામાં પૃ. ૧ ઉપર શ્રી–કુલી ૧, પૃ. ૩ ઉપર

ભ્રમ-કુ ૨, પૃ. ૫ ઉપર ભ્રમ-કુ છેકીને રુસ્તમ ૫ અને તે જ પ્રમાણે પૃ. ૬-૧૨; પછી પૃ. ૧૩ અને ૧૪ પર રુસ્ત, અને પૃ. ૧૫-૧૭ પર રુસ્તમ છે.

હસ્તપ્રતમાંની 'સુંદર-શ્રૃંગાર'ની પુષ્પિકા પરથી સ્પષ્ટ થાય છે કે આ પ્રત ફાર્બસ સાહેબે ઇ.સ. ૧૮૪૯ (અથવા સં. ૧૯૦૪-૧૯૦૫)માં તૈયાર કરાવેલી છે.

ક.ના આરંભ: શ્રી ગણેશાય નમઃ॥ શ્રી ગુરુચરણકમલેભ્યો નમઃ॥ ઓં નમઃ॥ અથ રૂસ્તમનો સલોકો લષો છે.

ક.ની પુષ્પિકા: ઇતિ શ્રી સલોકો રૂસ્તમનો સંપૂર્ણ। લખતંગ મેહેતા ગંગાસંકર ગૌરીસંકર॥ રેહેવાસી સેહેર અમદાવાદના, માંમુ નાઅકની પોલમાં રેહે છે॥ સાંભી પ્રત્ય પરમાંને લખો છે॥ હમારે માથે દોષ રાષસો નહી॥ મીતી સંવત્ ૧૯૦૪ ના વર્ષે આસો શુદી ૧૧ ને વાર રવિ॥ ઓં॥ શુભં ભવતુ॥ કલાંણમસ્તુ॥

આની આધારભૂત પ્રત સારી હશે એમ જણાય છે. જોડણી તેમ જ પાઠની દૃષ્ટિએ બીજી પ્રતો કરતાં આ પ્રત મૂળને વધારે વફાદારીથી જાળવી રાખતી હોવાનું જોઈ શકાય છે. એટલે એને આધારભૂત ગણી છે.

જોડણીની વિશિષ્ટતાઓ: ૧. શબ્દાંતર્ગત હકારનો સામાન્યતઃ અભાવ—મરેઠા, મેલે, સામે, મોટા; ૨. અંત્ય યકાર (ભૂતકાલિક)નો સામાન્યતઃ અભાવ—મારા (=માર્યા), નાંષો (=નાખ્યો), આવા, પાડુ.

૩. 'ખ' સ્થાને 'ષ'.

૪. નાસિક્ય વ્યંજનો પૂર્વેના સ્વરને સાનુનાસિક લખવાનું વ્યાપક વલણ—અભરાંમ, નાંમ, ગાંમ, બાંણ; પણ 'લીધુ' 'દીધુ' 'પાડુ' વગેરે નપુંસકલિંગ અંગોમાં અંત્યાનુનાસિકનો અભાવ.

૫. સર્વત્ર સકાર.

પ્રત ખ. આ ગુજરાત વિદ્યા સભાના સંગ્રહમાં ૬. ૧૧૫ ક્રમાંકની પ્રત છે. 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી'માં શામળભટ્ટની કૃતિઓમાં 'અભરામ કુલીનો શલોકો' એ નામ નીચે આ પ્રતની નોંધ લીધેલી છે.

પ્રત ઘણી જીર્ણ અવસ્થામાં છે. કોઈએ અનેક સ્થળે પ્રતમાં પાઠાંતરવિષયક તેમ જ જોડણીવિષયક સુધારા પેન્શિલથી કરેલા છે, અને હાંસિયામાં ટિપ્પણમાં શબ્દોના અર્થ, ઐતિહાસિક માહિતી કે સંબંધ આપેલાં છે.

ખ.ની પુષ્પિકા: ઇતિ શ્લોકો સંપૂર્ણ:॥॥ સંવત્ ૧૯૩૨ ના વર્ષે અશાડ વદી ૨ મંદવાસરે॥ લખીતં વ્યાસ કરુણાશંકર હરગોવંન॥ શ્રીરસ્તુ॥

ખ. ની જોડણીવિષયક લાક્ષણિકતાઓ: (૧) શબ્દાંતર્ગત હકાર દર્શાવાયો છે—મોહોટા, મેહલે, સાહમાસાહમી, હાહવું. (૨) ભૂતકાલિક રૂપોમાં યકાર—કર્યૂં, માર્યા, આવ્યા. (૩) અંત્ય સાનુનાસિક ઉકાર દીર્ઘ—કર્યૂં, લીધૂં, શૂં, કરૂં, એડૂં. (૪) તથાકથિત યશ્રુતિ—તેણયે, ત્રણ્ય, કંમાણ્ય, લ્યખ્યૂં, રાઢયે, રીત્ય. (૫) તૃતીયા એકવચનમાં 'એ' પ્રત્યય—ગામેં, કુલીયેં, (૬) 'શ' ને 'સ' નો સ્પષ્ટ ભેદ.

પ્રતમાં કરાયેલા જોડણી વગેરેના સુધારાના થોડા નમૂના:

'ગણપત્ય'ને સ્થાને 'ગણપત,'
'સાધૂ' ,, ,, 'સાધું' (અને એ રીતે ઘણે સ્થળે સાનુનાસિક દીર્ઘ 'ઊ' સુધારીને 'ઉં')
'ષ' ,, ,, 'ખ'
'હીમતષાંન' ,, ,, 'હેમદખાંન'
'તેહને' ,, ,, 'તેને' (તેવી રીતે હકારને કાઢી નાંખવાનું વલણ)
'નેં' 'રૂપેં' વગેરેના અનુનાસિક છેકેલા.
'હવે' ને ,, સ્થાને 'એહવે'
'લીધો' ,, ,, 'કીધો'
'રહી' ,, ,, કહી'
'સાઇર' ,, ,, 'સાગર'
'નાવે' ,, ,, 'ન આવે'
'સો' ,, ,, 'તો'
'બહુ' ,, ,, 'સરદાર'

અગત્યની લાગી તે ટિપ્પણી પ્રસ્તુત સંપાદનમાં આપવામાં આવી છે.

પ્રત ગ. આ ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહની ૧૬૨ ક્રમાંક ધરાવતી પ્રત છે. 'સંકલિત યાદી'માં શામળભટ્ટની કૃતિઓમાં 'રુસ્તમનો શલોકો' એ નામ નીચે આની નોંધ કરેલી છે. પ્રતિ ઘણી અશુદ્ધ અને જોડણી વિલક્ષણ હોવાને કારણે તેમ જ હસ્તાક્ષર ગરબડિયા અને વિચિત્ર વળાંકવાળા હોવાને કારણે આ પ્રતનો ઉપયોગ જરૂર પૂરતો જ કરવામાં આવ્યો છે. એટલે કે ઉપયોગી પાઠભેદ હોય ત્યાં જ તે નોંધ્યો છે.

શરૂઆતમાં એક પૃષ્ઠ પર હસ્તપ્રતમાંની કૃતિઓની અનુક્રમણી આ પ્રમાણે આપી છે:
અથ લખ્યુ છે તેની નોંધ કરી છે:
૧ પનુ ૧ પાંવાડ રૂસ્તમ અલી ન છે.
૧ પનુ ૩૭ અરજણ ગીતા છે.
૧ પનુ ૪૪ વંણજારો લખો છે.
૧ પનુ ૭૨ મુસ્તગપુજા છે.
૧ પનુ ૭૭ પ્રભાતીઉ લખુ છે.
૧ પનુ ૮૭ લાવણી લખી છે.
૧ પનુ ૮૯ કવીત લખુ છે.
૧ પનુ ૧૧ પદમાવતી લખી છે.
૧ પનુ ૧૪૩ ઘરડા વરનો ગરબો લખો છે.

આમાં હાથપ્રત તપાસતાં 'અરજણ ગીતા'ને બદલે 'સુરતનો શલોકો' મળે છે. 'એકાંતરિયા તાવની વાર્તા' વગેરે બીજું કેટલુંક પુટકળ પણ પ્રતમાં છે. 'રૂસ્તમખાંનો પવાડો' 'વણઝારો, પ્રેમાનંદ કૃત', 'સુરતનો શલોકો' 'મસ્તકપૂજા, નાના વહોરાકૃત' એમાં પ્રતિલિપિ સંવત ૧૮૬૪ આપેલો છે.

ગ.ની પુષ્પિકા આ પ્રમાણે છે:

એ શ્લોકીઆ શવત ૧૭૭૯ ની શાલમા લડે છે. લી. શાઠદરા નાગર મેહેત રામરાએ શદર પર એ પ્રરત પરમણે લખુ છે. ભુલચુક માપ કરજા. વાચે તેને નમશકાર છે. શવત ૧૮૬૪ વરખે ભાદરવા (વ)દી ૧૪ ભમ લખુ છે. સુરત બંદર મધે લખુ છે.

ગ. ની જોડણીની લાક્ષણિકતાઓ: (૧) તથાકથિત યશ્રુતિને બદલે 'એ'—'વચેમાં (વચમાં), 'હીમેતેખાંન' (હીમતખાંન), 'નાતે' (નાત્ય), 'જે' (જય), 'ગુજેરાતી' (ગુજયરાતી). (૨) ઘણાખરા અક્ષરો પછી એક કાનો મૂકી દરેકને છૂટા પાડેલા છે–'વાચેમા' (વચ્ચમાં), 'ધારાની ધંમાધામે (ધરતી ધમધમે), ભુલાચુકામાપા કરાજા (ભુલચુક માપ કરજો). કેટલેક સ્થળે મૂળનો કાનો પણ લુપ્ત–'હીમેતેખએ' (હીમતખાએ), 'હથી' (હાથી), (૩) અનુસ્વારક્યાંક જ લખ્યો છે. (૪) શબ્દાંતર્ગત હકાર દર્શાવાયો છે. (૫) ઘણુંખરું શકાર, (૬) 'ય' ને બદલે 'અ'—'થાઅ', 'જાઅ', 'ઉતારૂં' (ઉતાર્યું) વગેરે.

પ્રસ્તુત કૃતિ ૧૮૫૪ તથા ૧૮૭૩ ના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ થયેલી છે, પણ તેનો પાઠ ક. પ્રતના પાઠને મળતો હોવાથી તેનો ઉપયોગ કર્યો નથી.

## કૃતિનું નામ અને કર્તૃત્વ

જુદેજુદે સ્થળે પ્રતોમાં અને અન્યત્ર 'રુસ્તમનો સલોકો,' 'રુસ્તમનો પવાડો', 'અભરામ કુલીનો સલોકો', 'સુરાપુરાનો સલોકો' એવાં નામ મળે છે. વિષય જોતાં 'રુસ્તમનો સલોકો' વધારે યોગ્ય જણાય છે, એટલે તે નામ સ્વીકાર્યું છે. 'સંકલિત યાદી'માં 'અભરામ કુલીનો શલોકો' અને 'રુસ્તમનો શલોકો' એમ શામળની બે જુદીજુદી કૃતિ હોવાનું જણાવ્યું છે, પણ એ બંને એક જ કૃતિનાં નામ છે, અને એ નામો નીચે ઉલ્લેખેલી પ્રતો એક જ કૃતિની છે. ૧૮૭૩ના 'બુદ્ધિપ્રકાશ'માં આ શલોકાનો જે પાઠ મુદ્રિત થયો છે તેમાં અહીંના પાઠની અંતિમ સો કડીઓ જેટલો અંશ નથી. તેથી તેમાં રચનાસંવત અને કર્તૃત્વ વિશેનો કશો ઉલ્લેખ નથી. સંભવતઃ આ કારણે 'સંકલિત યાદી'માં 'અભરામ કુલીનો શલોકો' પરની પાદટીપમાં આ કૃતિ શામળની હોવા બાબત સંદેહ દર્શાવ્યો છે. પણ અહીં સંપાદિત ગ્રંથપાઠના અંતની ૧૭૭ થી ૧૮૦મી તેમ જ ૧૨૦મી અને ૧૩૪મી કડી પરથી શામળનું કર્તૃત્વ નિશ્ચિત થાય છે. ૧૭૭મી કડીમાં કૃતિનો રચનાસંવત ૧૭૮૧(=ઇ.સ. ૧૭૨૪–૨૫) આપેલો છે.

શલોકો સમજવા માટે તેના વિષયને લગતી કેટલીક માહીતી પહેલેથી જાણવી જરૂરી છે. 'ફાર્બસ સભાની હસ્તલિખિત પુસ્તકોની નામાવલી'માં બોંબે ગેઝેટીઅરને આધારે આવી કેટલીક માહીતી આપેલી છે. પણ 'મિરાતે અહમદી'માં આખો પ્રસંગ પૂરી વિગતથી આપેલો હોવાથી પહેલાં તેટલો અંશ અહીં તેના ગુજરાતી અનુવાદમાંથી ઉદ્ધૃત કર્યો છે.

## સલોકોનો વિષયભૂત ઐતિહાસિક વૃત્તાન્ત

આ વૃત્તાન્ત 'મિરાતે અહમદી' (કૃ. મો. ઝવેરી અનુવાદિત, ગુ. વ. સો. પ્રકાશિત, વૉ. ૨, ખંડ ૧)માંથી નીચે ઉતાર્યો છે:

## ૧. શુજાઅતખાનનું મરાવું

આ સામ્રાજ્યના કાયદા ને ધારાઓ મુજબ વજીરની ફેરબદલી થતી નથી, તેથી નિઝામ–ઉલ–મુલ્કને વકીલે મુતલક બનાવી આસફજાહનો ખેતાબ આપી સન્માનિત કરવામાં આવ્યો. મુબારેઝ ઉલ–મુલ્ક સરબુલંદખાન કે જેને સાત હઝારીની મનસબ, સાતસો સવાર, બે ઘોડા ને ત્રણ ઘોડાવાળી, આપવામાં આવી હતી. તેને આસફજાહની ફેરફારીમાં અમદાવાદની સુબેદારી પર એક ખાસ પોશાક, રત્નજડિત સરપેચ તથા એક હાથીની ભેટ સાથે નીમવામાં આવ્યો, અને તે ત્યાં આવી પહોંચે ત્યાંસુધી સૂબાના નાયબની જગા શુજાઅતખાનને આપવાનું વિધાતાના લેખ જેવું બાદશાહી ફરમાન નીકળ્યું. હિ. સં. ૧૧૩૬ના પવિત્ર ઝિલકદ માસમાં એ વંદનીય ફરમાનો મુબારેઝ ઉલમુલ્કના પત્રો સાથે શુજાઅતખાન પર આવી પહોંચ્યા. તેનું યોગ્ય સ્વાગત કરી તથા રીતસરનું માન આપી શુજાઅતખાને નાયબગીરીનું ફરમાન લીધું, અને હામેદખાનને તેની ખબર કરી, નાઝિમના ખાતાનો કારભાર તથા કોટવાળ, ફોજદાર ગર્દ અને થાણદારોની નીમણુંકો કરવા માંડ્યાં (પૃ. ૬૮).

શુજાઅતખાને હામેદખાનને ભદ્ર ખાલી કરવાનું કહ્યું. વરસાદની મોસમ હોવાથી તેણે થોડો વખત મળવાની માગણી કરી. શુજાઅતખાને તેની તે માગણી કબૂલી કે સ્વીકારી નહીં અને લડાઈ કરવા તથા મોરચા બાંધવાના પાયા નાખ્યા. બંને પક્ષ તરફથી લડાઈ ને યુદ્ધનો અગ્નિ સળગાવવામાં આવ્યો અને ત્રણ રાત ને દિવસ તોપ ને બંદુકના મારા સાથની તથા ભદ્રની પાસે રહેનારા લોકોની ખાનાખરાબી કરતી લડાઈની ભઠ્ઠી બળતી રહી, અમદાવાદના કેટલાએક રહેવાસીઓ કે જેમને શુજાઅતખાનની બહાદુરી ગમતી ન હતી, તેમણે આ લડાઈમાં પોતાના માણસો હામેદખાનની મદદમાં મોકલી ફરેબ રચ્યા. આનું પરિણામ રખે એવું આવે કે ધીમે ધીમે એ લડાઈ લંબાઈને તેથી શહેર તારાજ થઈ જાય, એવી દીર્ઘ દૃષ્ટિથી અલીમહમદખાને વિચાર કરી સફદરખાન બાબી પાસે જઈ સલાબત મહમદખાન તથા જવાનમર્દખાનને ત્યાં બોલાવી મંગાવ્યા અને કહ્યું કે ઓહ્દા પર નીમાયેલો માણસ જુદો છે અને હજુ તો તે આવવાનો છેઃ માટે જો તેઓ સુલેહ કરાવવા અને આ જ્વાળા શાંત પાડવા વચમાં પડે તો તે બહેતર અને યોગ્ય જ થઈ પડશે, અને નવા નીમાયેલા ઓધ્ધેદારની ખુશીનું કારણ થઈ પડશે, તેમને ઘોડે બેસાડી પોતે શુજાઅતખાન પાસે ગયા અને તેને પણ લડાઈ કરતો અટકાવી એ ઝઘડો શમાવી દીધો. હામેદખાન (ભદ્રની) બહાર આવી રસ્તે પડયો, અને વરસાદની મોસમ હોવાને લીધે દોહદ જઈ ત્યાં રોકાઈ, મુકામ કરી, જે બન્યું હતું તેની હકીકત આસફજાહને લખી જણાવી તેના જવાબની રાહ જોતો બેઠો. ફસલ તથા દાણો ઉપાડવાનો વખત આવી પહોંચવે શુજાઅતખાન બંદોબસ્ત કરવા તથા સાબર કિનારાના જિલ્લાઓના જમીનદારો પાસેથી પેશકશ ઉઘરાવવા ઇબરાહીમ કુલીખાનને શહેરમાં નાયબ તરીકે મૂકી ગુજરાતના ઉમદા અને નામચીન જમાદારો, કસ્બાતીઓ, તથા આરબ અને દક્ષિણી સિપાઈઓનું સાતઆઠ હઝાર સવાર અને પ્યાદાનું લશ્કર લઈ નીકળી પડયો. (પૃ. ૬૯)

શુજાઅતખાને સાતઆઠ હજાર ગુજરાતીઓનું લશ્કર ભેગું કર્યું હતું, અને હામેદખાનના પર હુમલો કરી હાથ બતાવી તેને કાઢી મૂકયો હતો, તથા રૂસ્તમ અલીખાને સુરત બંદરે બેત્રણ વખત પીલાજી ગાયકવાડ જોડે ટક્કર ઝીલી લડાઈ કરી (તેને હરાવી) તેની પૂંઠ પકડી હતી, તેથી એ બંને ભાઈઓની એક જાતની કીર્તિ ને નામના, તથા

તેમની પાસે મ્હોટું લશ્કર હોવાની હકીકત, જગઝાહેર થતાં ખાસો આમ—દરેકને મ્હોડે તેમની એ કીર્તિ ને નાસના, ગવાઇ રહ્યાં હતાં (પૃ. ૭૦).

હામેદખાનનું શહેર બહાર નીકળવું, બનેલા બનાવની હકીકત આસફજાહને લખી જણાવવી, વરસાદની મોસમને લીધે દોહદમાં મુકામ કરી રહેવું, અને (આસફજાહના તરફથી) જવાબની રાહ જોવી એ હકીકત, પૂર્વે, અદ્ભુત કલમથી લખાઈ ગઈ છે. સૂબેદારીની ફેરફારી તથા બીજા બનાવોની ખબર જાણી, તેમ જ તેના કાકા (હામેદખાન) પ્રત્યે મુરવ્વત ન બતાવવા બાબતમાં શુજાઅતખાનની ધૃષ્ટતા, અને ખિલાફત અને પૃથ્વીરક્ષક પાદશાહની દરબારમાંથી આવી રીતે માગણી કરવાથી તેને બહાર નીકળી જવું પડયું તે તથા પતિતપાવન (પાદશાહ)ની તેના પર ઇતરાજી થવાની હકીકત જાણી, આસફજાહે પાણી પહેલાં પાળ બાંધવી એ દુરસ્ત ધાર્યું, તેથી તેણે કંથાજી મરાઠાને જો તે હામેદખાન જોડે દોસ્તી કરી તેને મદદ કરે તથા શુજાઅતખાનને ઉખેડી નાખે તો તેના બદલામાં ગુજરાત સૂબાની ચોથ આપવાનો કરાર કરી આપવાની લાલચ ને લોભમાં નાખ્યો. તે તો દરરોજ આવો જ કોઈ બનાવ બને તેવું ઇચ્છતો હોવાથી તેણે અંતઃકરણ-પૂર્વક એ વાત સ્વીકારી અને તેમ કરવાનું માથે લીધું, અને વરસાદની મોસમ પૂરી થવાની રાહ જોતો બેઠો. પોતાના જવાબમાં આસફજાહે હામેદખાનને વીગતવાર લખી જણાવ્યું કે (શુજાઅતખાન) પર વેર લેવા તથા કંથાજી અને પીલાજીની—કે જેને સુદ્ધાં આ બાબ-તમાં પત્ર લખ્યો હતો તેમની-મૈત્રી મેળવવા પોતે પગલાં ભર્યાં હતાં. આ ઉપરથી તેના ઉત્સાહની રગે પણ જોર પકડયું અને તેથી તે બાબતની તૈયારી કરવા પોતે મંડી ગયો, અને અમદાવાદમાંના કેટલાક માણસો જેમને એ પોતાના પક્ષના તથા શુજાઅતખાનના વિરોધીઓ ગણતો હતો તેમને, પોતાના મનની વાતથી વાકેફ કર્યા, તથા માળવાવાસી રોહીલાઓના જમાદારો મીર નથુ (પૃ. ૭૩) તથા મહમદ સલાબતને પોતાની નોકરીમાં દાખલ કરવા બોલાવ્યા. એ છૂપી વાત રફતે રફતે લોકોમાં ચર્ચાવા માંડી. તેને આવવાના સંકેત થયેલા સમયે કંથાજી મરાઠો મોટી ફોજ લઈ દોહદ પાસે આવી પહોંચ્યો અને હામેદખાન પાસે સોગંદ લેવરાવી ચોથ બાબતનો કરાર દૃઢ કરાવ્યો, અને અમદાવાદ તરફ કૂચ કરવાની સલાહ આપી તેણી તરફ જવું એવું નક્કી કરાવ્યું.

મરાઠાઓનું હામેદખાન જોડે મળી જવું, અને તેમનું આ બાજુ આવવું એ વાત સૂર્ય કરતાં વધારે પ્રકાશિત અને રાત્રિ કરતાં વધારે ચોકખી રીતે ઝાહેરમાં આવી. ઇબ-રાહીમ કુલીખાને વારંવાર શુજાઅતખાનને ખબર આપી પાછા ફરવાનું લખ્યું, અને તેણે પણ પોતાના ઇરાદાની લગામ શહેર તરફ આવવા ફેરવી. મરાઠા ફોજ સાથે હામેદખાન કપડવણજ કસબાથી વીસ કોશ દૂર આવી પહોંચ્યો અને એક પછી એક તેના અમદાવાદના શુભચિંતકોના પત્રો કે જેમાં હમણાનો સમય અનુકૂળ છે, લાગ ફાવે તેમ છે, એટલે તરત આવવું જોઈએ, એવો મજકૂર લખેલો હતો તે, તેને મળતા હોવાથી તેની ઇચ્છાને પ્રોત્સાહક થઈ પડ્યા. કૂચ પર કૂચ કરી શહેરથી નવ કોશ દૂર આવેલા ડભોડા ગામ સુધી શુજાઅતખાન આવી પહોંચ્યો. બેદરકારી વાપરી જોડે જાસૂસ ન રાખેલા હોવાથી હામેદખાનની હીલચાલ તથા તે ચોક્કસ કઈ જગ્યાએ છે તેની ખરી ખબર ન પડવાથી—કજા આવી પહોંચે છે ત્યારે દેખતો (માણસ) આંધળો થઈ જાય છે એ કહેવત મુજબ પેશકદ્મ ઉધરાવવાના લોભને વશ થઈ તેણે ત્યાં જ છાવણી નાખી મુકામ કર્યો. જો ત્યાં મુકામ ન કરતાં શહેરમાં આવતા રહેવાનો તેણે વિચાર કર્યો હોત તો સંભવિત છે કે શહેરમાં આવી પહોંચ્યો હોત.

પહેલા રબી માસની છવ્વીસમી તારીખ ને ગુરૂવારે જ્યારે કૂચ કરી તેણે શહેર તરફ વધવા માંડ્યું ત્યારે ઘણા સિપાઈઓ તથા છાવણી બજારનાં માણસો રાતે ને (પૃ. ૭૪) રાતે જ કૂચ કરી રવાના થઈ ગયાં, અને શુજાઅતખાન શહેરથી ચાર કોસ દૂર આવેલા મોટા મેદ્રા ગામની હદમાં આવી પહોંચ્યો. શત્રુઓ પાસે આવી પહોંચ્યા છે એવી લશ્કરના એક પણ માણસને ખબર ન હોવાથી પોતાના ઘર ભેગા (જલદીથી) થઈ જવાની તીવ્ર ઇચ્છાથી સિપાઈઓ તથા છાવણી બજારના માણસોની ટોળીઓ ને ટૂકડીઓ ઝડપમાં ચઢી ગઈ. લશ્કર અને છાવણીના જાપતાનું સૂત્ર તૂટી ગયું, અને અવ્યવસ્થા થઈ ગઈ અને જેને જે ગમે તે રસ્તે તેણે ચાલવા માંડ્યું, એટલામાં મરાઠાઓની ઝડપી ઘોડેસ્વારની એક ટૂકડીએ દેખા દીધી અને લશ્કરના પાછલા ભાગ પર તૂટી પડી. આટલું બનવાની સાથે જ એ માણસો એકાએક ગભરાઈ ગયા અને બ્હીકના માર્યા નાસવા માંડ્યા. મરાઠા સવારોએ લશ્કરના મધ્ય ભાગ પર તૂટી પડી લૂંટફાટનો હાથ લંબાવ્યો. શુજાઅતખાને પોતાનું લશ્કર વ્યવસ્થિત કરવાની ઘણીએ મહેનત કરી, પરંતુ તેમ થઈ શક્યું નહિ, અને રણ-ક્ષેત્રમાંથી ન્હાસી પોતાનું સિર કેમ સલામત રાખવું, તેનો વિચાર દરેક જણે કરવા માંડ્યો. થોડા સાથીઓ કે જે તેની જોડે રહી ગયા હતા તેમને લઈ શુજાઅતખાન એક બાજૂએ ઉભો હતો, એટલે લાગ જોઈ પોતાની સાથમાં આવેલી ફોજને લઈ લોખંડમાં ગરક થઈ ગએલો હોય એવો, બખ્તર પહેરેલો, હામેદખાન એક હાથી જેના પર લોખંડની અંબાડી હતી એની પર બેસી, તેની સામે થઈ ગયો (પૃ. ૭૫).

હાથી પર બેઠાબેઠા બંને સરદારોએ લડવા માંડ્યું. શુજાઅતખાન (માત્ર) એક જામો પહેરી અંબાડીમાં બેઠો હતો, તેની જોડે તેનો નાનો છોકરો હતો, છતાં શૌર્ય ને હિંમત તેના જાતિસ્વભાવમાં ખમીરરૂપે રહેલાં હતાં તેથી પોતાના હાથીને તેના હાથી સામે આણ્યો. શુજાઅતખાનનો છોકરો હુસેન કુલી કે જે ત્રણ હજાર બહાદુર સવાર તથા નવરંગ મીયાણો, નામત લોદી, મસ્તી લોદી, સૈયદ ફયાઝખાન અને શેરાનીખાન, જેવા પ્રખ્યાત જમાદારો તથા મશહૂર પ્યાદા અને બહાદુર સિપાઈઓની ટૂકડી સાથે લશ્કરને મોખરે રહેવા નીમાયો હતો, તેણે પોતાના હાથી પરથી જોયું કે હામેદખાન તેના બાપની સામે આવે છે તેથી તેણે પોતાના સાથીઓમાંથી જેટલા બાકી રહ્યા હતા, તેમને તે તરફ દોડી જઈ હુમલો કરવા આગ્રહ કર્યો. તેણે ઘણુંએ કહ્યું પણ તે તેમણે સાંભળ્યું જ નહિ. અંતે તેમાંથી કોઈને પણ પ્રભુએ સારી પ્રેરણા કરી નહિ, તેથી ન છૂટકે પોતે એકલો (તે તરફ) પાછો ફર્યો, પરંતુ તે એવે વખતે આવી પહોંચ્યો કે જ્યારે બાજી હાથમાંથી જતી રહી હતી, શુજાઅતખાને છોડેલાં તીર જો કે ત્યાં સુધી પહો-ચતાં ખરાં પરંતુ અંબાડીના થાંભલા વચમાં આવવાથી કારગત થઈ પડતાં નહિ, અને એવું પોતાનું આવી બન્યું હતું એટલે હામીદખાનના થોડાંએક તીર પણ યમના દૂતની માફક એક પછી એક શુજાઅતખાન પર કામ કરતાં ગયાં. એની જોડે જેઓ રહ્યા હતા તેમાંના થોડા આ લડાઇમાં મરાયા અને થોડા ઘવાયા અને ઘણા કે જેઓ બચી ગયા હતા તેઓ વેરણખેરણ થઈ જઈ મરાઠાઓના હાથમાં કેદ પકડાયા, ન તો છાવણી ઠેકાણે રહી કે ન તો કોઈ સિપાઈ, હામેદખાનના લશ્કરે સુજાઅતખાનના હાથીને ઘેરો લાધો અને ભાલાથી વીંધી નાંખી તેને પૂરો કર્યો. (પૃ. ૭૬).

આ હામેદખાન આવે છે, આ મરાઠાઓ આવે છે, એ અફવા સાંભળી ઇબરાહીમ કુલીખાન સિપાઈઓની ચોકસી રાખી શહેરનો બચાવ કરવા માટે કારંજ બજારની ઇમા-

રતમાં બે દિવસ બેસી રહ્યો હતો અને જેને આ બનાવ બનવા વિશે ખબર હતી નહીં, તેને તેમણે તે બાબત જાહેર કરી. ખૂનામરકી, લૂંટફાટ કરી શુજાઅતખાનના કુટુંબીઓ તથા તેના છોકરાઓ, હુસેન કુલી અને મુસ્તફા કુલીને કેદ પકડી, સાંજને સમે મરાઠાઓના લશ્કરને લઈ હામેદખાને શાહીબાગમાં પડાવ નાખ્યો, અને રાતના બેએક કલાક વીત્યા બાદ શુજાઅતખાનનું માથું સફદરખાન બાબી પર મોકલ્યું, જે તેણે ઇબ્રાહીમ કુલીખાનને પહોંચાડયું. અલીમહમદખાન તથા સફદરખાન બંને સાથે ઇબરાહીમ કુલીખાન પાસે ગયા, અને કહ્યું કે બાજી હવે હાથથી ગઈ છે. એટલે કારંજામાં બેસી રહેવું અને બખેડો ઉઠાવવો તેથી કાંઈ ફાયદો થવાનો નથી; આ અંધારી રાતના પડદાનો લાભ લઈ પોતાના કુટુંબીઓ અને લાગતાવળગતાને સાથે લઈ ખંભાત તરફ ચાલ્યા જઈ ત્યાંથી તેનાથી સૂરત બંદરે જઈ શકાશે અને રૂસ્તમ અલીખાનને મળી વખતનો વિચાર કરી જે કરવાનું ઠીક લાગે તે કરી શકાશે. પરંતુ સ્વમાન અને બહાદુરીની લાગણીઓ એનો પાલવ પકડી બેઠી તેથી એની શરમ પોતાને લગાડાવવા એ તૈયાર ન હતો. તેણે કહ્યું કે જો કે હામેદખાનને શહેરમાં દાખલ થતો અટકાવવાની શક્તિ તો મારામાં નથી છતાં હું ગમે તેટલો એકલો પડી જઈશ તો પણ જે ઇશ્વરે ધાર્યું હશે ને બનવાનું હશે તો અહીં જ બનશે (પૃ. ૭૭), આવા જીવન કરતાં મૃત્યુ બહેતર, કે જે જીવનને લીધે મારા ગાલ પર (શરમના) શેરડા પડે. છેવટે તેમના ઘણા આગ્રહથી તે જગા છોડી પોતે શુજાઅતખાનને મકાને ગયો. બીજે દહાડે સવારે સફદરખાન બાબી અને બીજા મુનશીઓ હામેદખાન પાસે જઈ તેને મળ્યા. મરાઠાઓનું લશ્કર કીડી અને તીડની માફક આમ તેમ વેરાઈ ગયું અને ગામડાંઓ તથા પરાંઓમાં લૂંટફાટ અને નાશનો જૂલમગાર હાથ લંબાવી એવી એવી જગાએ એ જઈ પહોંચ્યું કે જ્યાં કોઈએ હજુ સુધી મરાઠાનું નામ સરખું પણ સાંભળ્યું ન હતું. તે જ દિવસથી આ સૂબો જમાનાના તડકા-છાંયડાની લાતો ખાઇ ખાઇ એવો ચગદાઈ ગયો છે, કે આજે તે બિલકુલ જ મરાઠાઓના કબજામાં આવી ગયો છે.

બીજે દિવસે ઇબરાહીમ કુલીખાનને લઈને સફદરખાન હામેદખાન પાસે ગયો અને તેની મુલાકાત કરાવી. તેણે વખત વિચારી જઈ (પૃ. ૭૮) દાંભિક શબ્દો તથા કપટી સુખનો વાપરી તેને દિલાસો તથા આશ્વાસન આપી વદાય કર્યો. બીજા રબી મહીનાની પહેલી તારીખે હામેદખાન પૂર ઠાઠમાઠ સાથે મરાઠા સૈન્યને જોડે લઈ ભદ્રના કિલ્લામાં દાખલ થયો. થોડા વખત બાદ કંથાજીએ ઠેકાણે ઠેકાણે ચોથ ઉઘરાવવા પોતાનાં માણસો મોકલ્યાં અને પોતે લૂંટફાટ કરવા અને ખંડણી ઉઘરાવવા વીરમગામ તરફ ગયો, અને તેને ઘેરો ઘાલ્યો. બંડખોરીના ખુલ્લા શબ્દો ઉચ્ચારી હામેદખાને જાહેર રીતે બળવાનું તથા શત્રુતાનું ઢોલ પીટયું (પૃ. ૭૯).

## ૨. ઇબ્રાહીમ કુલીખાનનું મરાણું.

શુજાઅતખાન, રૂસ્તમઅલીખાન, ઈબરાહીમ કુલીખાન, તેમનાં સગાંસંબંધીઓ તથા કારભારીઓની મિલકત લઈ લેવાની તદબીરમાં હામેદખાન હોવાથી, તેણે આગા હાદી કે જે એ ખાનોનો વિશ્વાસુ માણસ હતો અને જેના પર તેમનો મદાર હતો તેને બોલાવી કેદ કર્યો અને ઇબરાહીમ કુલીખાનને કેદ પકડવાનું પોતાના મન સાથે નક્કી કર્યું, આ દુષ્ટ ઇરાદાની તેને ખબર પડવાથી તે વિચારસાગરમાં ડુબી ગયો, અને સ્વમાન જાળવવા પોતાનો જાન આપવો એ સિવાય બીજો રસ્તો તેને દેખાયો નહીં; તેથી પોતાના કુટુંબક

વિશ્વાસુ નોકરો સાથે પોતે જાન આપવા દૃઢ નિશ્ચય કર્યો છે, એવા પરસ્પર સોગંદ લીધા, અને હામેદખાનની મુલાકાત લેવાનું બહાનું કાઢી એવો ઠરાવ કર્યો કે, મળતાં જ તેને પૂરો કરવો; (તેમ કરતાં) જો પોતે જીવતો રહ્યો તો તો પોતાની મુરાદ મુજબ જ થયું સમજવું, ને જો જીવતો ન રહ્યો તો કાંઈ નહીંઃ આબરૂ ભેર માથું આપ્યું કહેવાશે.

જે ઇરાદો પોતાની મનરૂપી પાટી પર ઇબ્રાહીમ કુલીખાને ચીતર્યો હતો તેને અનુસરી બીજા રબી માસની ચોથી તારીખ ને ગુરૂવારે દિવસનો આશરે એક પહોર વીત્યા બાદ, પોતે બહાર પડી જે થોડા મિત્રોએ તેની જોડે સોગંદ લીધા હતા તેમને લઈ ઘોડેસ્વાર થઈ કિલ્લા તરફ ગયો. નાઝિમને રહેવાના (પૃ. ૮૦) મકાનના બાગના દરવાજાની પાસે પહોંચતાં, આટલાં બધાં સંખ્યાબંધ માણસો કે જેમની બાલુમાંથી લોહીની વાસ આવતી હતી અને જેમના ચહેરા પરથી પણ કોઈક જુદી જ વાત સમજાતી હતી, તેમને જઈ ત્યાંના ચોબદારો અને દરવાનોએ આગળ જતાં અટકાવ્યાં, પણ તેમણે અટકાવને ગણકાર્યો નાહ, અને બાગમાં પેઠા. હલકા માણસોનો સ્વભાવ કુતરા જેવો હોય છે તેથી તેઓએ ટોળે મળી તેમને અટકાવવાના ઇરાદાથી બેશરમ રીતે વર્તવા અને મ્હોડામાંથી ગમે તેમ બેલફેલ બોલવા માંડ્યું તથા શેખી કરવા માંડી. ઇબરાહીમખાન કે જે આ બધું સાંખી રહ્યો હતો, તેની ધીરજ ખૂટી ગઈ, અને તેના હાથમાં બરછી હતી તે તેમનામાંના એક પર વાપરી તેને ઘાયલ કર્યો. તેના સાથીઓએ પણ તલવાર ખેંચી દીવાનખાનાના ઓરડા તરફ મ્હોડું ફેરવી ઝટ દોડવા માંડ્યું; શોરબકોર વધી ગયો. હવે વિધિને તેમની યોજના ઉંધીજ વાળવી હતી તેથી અકસ્માત બન્યું એવું કે હામેદખાન પોતાના ખાનગી ઓરડામાં બેઠો હતો અને બહાર (દીવાનખાનામાં) આવ્યો ન હતો; અને તેના બ્હાર આવવાની વાટ જોતી જે મંડળી (દીવાનખાનામાં) બેઠી હતી તે આ મામલો જોઈ ગભરાઈ જઈ એક બાજુ થઈ ગઈ. એની પાસે ખાનગીમાં પણ જવાની જેમને રજા હતી તેવાં કેટલાંક ખાસ માણસોએ વિચાર કર્યો કે પોતે હામેદખાન પાસે જવું અને તેથી શેકાતી રાઈના દાણા માફક પોતાની જગાએથી ઉછળી તે તરફ ગયા. હામેદખાન બહાર આવ્યો ન હતો. તેની ઇબ્રાહીમ કુલીખાનને ખબર થતાં હમામ જોડેના તેના ખાનગી ઓરડા આગળ પોતે જઈ પહોંચ્યા, તો ત્યાં તેને આસફજાહના મહાલોના મુતસદ્દી રાય નોં(?નં)દા, ધોળકાના આમિલ ભારમલ, દીવાન ગીરધરલાલ અને ઝાબુવા જમીનદારનો પત્યા નામનો કારભારી કે જે મરાઠાઓ જોડે આવ્યો હતો, તેમનો ભેટો થયો. પત્યો માર્યો ગયો ને રાય નોં(?નં)દા તથા ભારમલ જખમી થયા. બાદ પોતે ખાનગી ઓરડામાં પેઠો. (પૃ. ૮૧)

ઇબરાહીમ કુલીખાને એકલાએકલા પણ હિંમત અને મર્દાનગીથી તેના ખાનગી ઓરડા સુધી બહાદુરીનો પગ લંબાવ્યો, અને ગર્જતા સિંહ અને ભયાનક કેસરી માફક અંદર દાખલ થયો, પણ હામેદખાનને તેણે ત્યાં જોયો નહિ, કારણ કે આ રમખાણની ખબર થતાં બીજે રસ્તે બહાર નીકળી જઈ, પોતાનાં માણસોને જે બનાવ બન્યો હતો તે વિશે ખબર આપી, તેને કાં તો કતલ કરવા યા તો કેદ પકડવા તેણે હુકમ કરી દીધો હતો. વખતે તે રણવાસમાં હશે એમ ધારી ઘરના અંદરના ભાગ (જનાના)માં પોતે ગયો, અને તેને ઘણો શોધ્યો, પણ તે જડયો નહિ, તેથી ન છૂટકે પોતે બહાર આવવાનો વિચાર કર્યો. આ અરસામાં ચારે તરફથી માણસો આવી લાગ્યાં, અને તીરના ઘાથી, બંદૂકની ગોળીઓથી અને તલવારના ઝટકાથી એ શૂરવીર ઉગતા જુવાનને નીચે નાખી દીધો. આ મારામારીમાં હથીઆર અને કપડાં(લઈ લેવા)ના લોભથી પુરબીઆ સૈનિકોએ

જાણીતા કે અજાણ્યા જે હાથમાં આવે તેમને દયાહીન તલવારને ઝાટકે ઉરાડવા માંડયા. ભદ્રના દરવાજા બંધ કરવામાં આવ્યા, કે જેથી કોઈની મકદૂર નહિ કે અંદર જઈ યા બહાર આવી શકે, અને પછી ઇબરાહીમ કુલીખાનના સાથીઓને શોધવા માંડયા (પૃ. ૮૨). આ અરસામાં ક્રોધાયમાન થએલો હામેદખાન બહાર આવ્યો, અને તેણે હુકમ કર્યો તે મુજબ ઇબિરાહીમ કુલીખાન તથા બીજા માર્યા ગએલા માણસોની લાશોને ઘસડી જઈ કોટવાળી ચબૂતરા પાસે ફેંકવામાં આવી, અને તેને એક ઘર બાંધવા માટે પાયો નાખ્યો હતો તેની પાસે રાત્રે તેની રજાથી દાટવામાં આવી. તેના જે જે માણસો ખુણેખોચરે ભરાઈ રહ્યાં હોય તેમને પકડી કેદ કરવા તેણે હુકમ કાઢયો, જેથી અબદુલ ગફ્ફારખાન કે જે કોટવાળના ઓદ્ધા પર નિમાઈ એની સાથે આવ્યો હતો અને જે જયારે તે (હામેદખાન) બહાર નીકળી ગયો ત્યારે તેની વિરૂદ્ધ થઈ જઈ પાછળ રહી ગયો હતો તેને અને ખુશાલચંદ શેઠને પણ માણસો પકડી લાવ્યા, પણ તેમને તો પોતે છોડી દીધા; એટલામાં ઉબયદખાન આવી પહોંચ્યો. નગારખાનાની પડોશમાં પહોંચતા પુરબીઆઓ કાગડાઓના ટોળાં માફક, ચારે તરફથી તૂટી પડયા. એટલામાં તેમનો સરદાર (હઝારી) આવી પહોચ્યો અને તેણે સૌને વાર્યા (પૃ. ૮૩).

બીજે દિવસે માણસો મોકલી હામેદખાને શુજાઅતખાન તથા ઇબરાહીમ કુલીખાનના ઘરની, જંગમ ને સ્થાવર મિલકત જપત કરી લીધી, અને તેમનાં સગાંસંબંધી અને નોકરોમાંથી જે હાથ આવ્યા, તેમને પકડી દંડ લીધો તથા ખજાનામાં જે રોકડ નાણું અને શાહી કારખાના(વણાટશાળા)માં જે મૂલ્યવાન ચીજો ને કાપડ મળ્યાં તે કબજે કરી લીધાં. શહેરમાં રહેલી દરેક જાત અને ધંધાદારી કોમ–શું નાણાવટી કે શું વેપારી કે શું કારીગર, તેના–પર કર, કે ગુજરાતમાં "વેરો" એ નામે મશહૂર છે તે–તરીકે અમુક રકમ નાંખી ને કઠોર હૃદયના ઉઘરાતદારો નીમી તેમને સંપૂર્ણ તાકીદ આપી તે રકમ વસુલ કરી લીધી (પૃ. ૮૪).

### ૩. રૂસ્તમ અલીખાનનું મરાવું

રૂસ્તમ અલીખાન કે જે સૂરત બંદરના મુતસદ્દી તથા વડોદરા અને પેટલાદના ફોજદારના હોદ્દા પર હતો, અને આ અરસામાં પીલાજી કે જે પોતાના સત્તા અને જોર વધારી દઈ (તે) જીલ્લામાં બંડ ને બળવાની ધૂળ ઉરાડી રહ્યો હતો, તેની પૂંઠ પકડવામાં રોકાયો હતો, તેને ઉપલા બનાવની સાંવસ્તર અને તફસીલવાર હકીકત તથા શુજાઅત-ખાન અને ઇબરાહીમ કુલીખાનના માર્યા જવાની તથા તેમના કુટુંબની સ્ત્રીઓના કેદ પકડવાની ખબર જયારે ખાનાપુરની ટેકરીની નજદીકમાં મળી, ત્યારે આખા વિશ્વને નિહાળતી તેની આંખમાં પ્રકાશપૂર્ણ દિવસ અમાસની રાત જેવો અંધકારમય અને પ્રકાશહીન લાગવા માંડયો. છતાં વખત વિચારી જઈ એ ખાનગી વાત સંબંધી જાહેરમાં પોતે કશું બોલ્યો નહિ, પણ તેના મનને તેના ભાઈઓના માર્યા જવાને લીધે જેટલો શોક ન થયો હતો તેટલો શુજાઅતખાનના છોકરાઓ અને તેનો જનાનો કેદ પકડાયાં તે બાબત થતો હતો. લાચાર થઈ પીલાજીની પૂંઠ પકડવી છોડી દઈ તે સુરત બંદર તરફ પાછો ફર્યો, ને ત્યાં નાહના મોટા સૌની પાસે એને એકાએક પાછા ફરવાનું કારણ જાહેર ને જાણીતું થઈ ગયું. પીલાજીને આ બનાવની જાણ થઈ કે તરત જ પોતે તેની પછવાડે તે જગાની પાડોશમાં જઈ પહોંચી આગળ કરતાં પણ વિશેષ ધીંગાણું કરવા મંડી ગયો. તોપખાનાની વ્યવસ્થા કરવા, તેને માટે સાધનો મેળવવાં તેમજ લડાઈ માટે 'સામગ્રી તૈયાર

કરવા સંબંધે પોતાના સલાહકારોની સલાહ લેવામાં રૂસ્તમ અલીખાન અસ્ફુલ થયો. દીર્ઘદૃષ્ટિવાળા તથા સમજુ સલાહકારોમાંથી ઘણાનો મત એવો થયો કે હવે વરસાદની મોસમને આવી પહોંચવા તથા મરાઠાઓને પોતાને વતન પાછા ફરવાને ત્રણ મહીના બાકી છે તો તેટલો વખત સુરત બંદરમાં જ મુકામ રાખી ઘણી સારી રીતે લડાઈ માટે તૈયારી કરી પછી (પોતાના) ઇરાદાના વાવટાને ઉડતો કરવો. ઘણા ભાગનો એવો અભિપ્રાય હતો કે એ મામલાનો અંત યુદ્ધમાં આવશે નહિં. એક વખત (પૃ. ૮૫) એમ ધારીએ કે હામેદખાન આપણી સામે ટકી પણ રહે, તો પણ વિધિએ જે ધાર્યું હશે તે તો થશે જ, પોતાના ભાઇનો જનાનો કેદમાં પડયો હતો તેનું દુઃખ રૂસ્તમ અલીખાનના મનમાં ઘણું સાલતું હતું અને તેથી સ્વમાન અને પોતાની આબરૂ જાળવવાની લાગણીને વશ થઈ, ઢીલ કરવી તેને બ્હીકણપણું અને સ્વમાનનો અભાવ ગણી, એ સલાહકારોએ દર્શાવેલા મતને પોતે સંમત થયો નહિં, અને કૂચ કરી જવાનો દૃઢ ઇરાદો કર્યો.

હવે રસ્તામાં પહેલો કાંટો પીલાજી હતો, અને તેની જોડે લડાઈ કરતાં કરતાં આગળ વધવું પડશે, તેમ કરવું ન પડે માટે તેની જોડે સલાહસંપનો પાયો નાખી તેને મનપસંદ વચનો આપી પોતાની જોડે દોસ્તી કરવા આમંત્રણ કર્યું. મુસ્તફાખાન કે જે વચમાં ભાંજગડિયો થયો હતો તેની આવજા થયા બાદ પોતે એકલો હોઈ, તેની જોડે લડાઈમાં ઉતરી ટકી શકે એટલી શક્તિ પીલાજીને પોતાનામાં નહિં લાગવાથી તેણે એ વાત સ્વીકારી અને એવું ક્યું કે નર્મદા નદી પાર ઉતર્યા બાદ તેમણે મુલાકાત કરી એક બીજા વચ્ચે થવાના કોલકરારો રૂબરૂમાં સોગંદથી પાકા કરવા. પોતાના છોકરા બહેરામખાનને પોતાના નાયબ તરીકે સૂરતબંદરમાં મૂકી રૂસ્તમ અલીખાન કૂચ પર કૂચ કરી નર્મદા પાર ઉતર્યો. પીલાજી પણ કરાર મુજબ આવી પહોંચ્યો ને થોડે દૂર મુકામ નાખ્યો. વડોદરાની નજદીકમાં બંને પક્ષે મુલાકાત લેવાની ઇચ્છા બતાવી. કેટલાએક સવાલોનો નીકાલ કરવા માટે ત્યાં થોડા દિવસ મુકામ રાખવો પડયો, અને એ બેઠક દરમિયાન કેટલાએક માણસોના વચમાં પડવાથી સૈયદઅલી વાએઝી કે જેને વડોદરામાં કેદ કરવામાં આવ્યો હતો તેને છોડી દેવામાં આવ્યો. તેણે વચન આપ્યું કે હવે પછી તે કોઈ રીતનું હુલ્લડ ઉઠાવશે નહિં, એટલે તેને સૂરત જવાની રજા મળી. કરજો (? કરજણ) અને બાજવા ગામની અધવચ્ચ પીલાજી આવી તેને મળ્યો. અને થયેલા કોલકરાર તથા આપેલાં વચન રૂબરૂમાં કસમ ને સોગંદથી પાકાં કરવામાં આવ્યાં. કરાર મુજબ એક લાખ રૂપિયા રોકડા, એક હાથી, કાપડ તથા જવાહીરની ભેટ આપવાનું સાટું થયું. આ કાર્યના કર્તા તથા આ સંધિની ભાંજગડ કરનારા મુસ્તફાખાનને રૂસ્તમઅલીખાને પીલાજી જોડે જવા મુકરર કરી, તેને જવાની રજા આપી. તેણે એની પહેલાં મહી નદી પાર ઉતરી જઈ મુકામ નાખ્યો, અને રૂસ્તમઅલીખાન પણ બીજે દિવસે નદી ઓળંગી, પેટલાદ પરગણાના અડાસ ગામ આગળ જઈ પહોંચ્યો. તેનાથી થોડે દૂર તે જ પાર પીલાજીએ પોતાનો મુકામ રાખ્યો.

અકસ્માત તે જ દિવસે હામેદખાન (પૃ. ૮૬) કંથાજી મરાઠાને, સલાબત મહમદખાન બાબી કે જેને પોતે આ અરસામાં બોલાવી મંગાવ્યો હતો તેને, સૈયદ ફયાઝખાન અને શીરાનીખાન વગેરે મુખ્ય સરદારોને તથા અમદાવાદમાં તોપખાનાનો જે રસાલો હતો તે લઈ, તથા લડાઈમાં એ પરિણામ જ આવી શકે એવી લાંબી દૃષ્ટિ દોડાવી પોતાના સગાંસંબંધીઓને સરદાર મહમદખાન ગવરની કે જે પૂર્વેથી રૂસ્તમઅલીખાનનો મિત્ર તથા તેનો સેનાપતિ હતો તેના ઘરમાં તેના ભાઈઓ મહમદ અલાદીન તથા મહમદ

અશરફ કે જેઓ તે વખતે શહેરમાં રહેતા હતા તેમને હવાલે કરી, જનતાનું રક્ષણ કરવાની સિફારશ કરી, પોતાના નાયબ તરીકે સફદરખાન બાબીને ભદ્રમાં રાખી કૂચ પર કૂચ કરતો રૂસ્તમ અલીખાન જોડે લડાઈ કરવાના ઇરાદાથી આગળ વધતો હતો, તે પણ આવી પહોંચ્યો અને રૂસ્તમઅલીખાનની છાવણીથી બે કોશ દૂર તેણે પોતાની છાવણી નાખી, અને તે જ રાતે મુસાફરીની ધૂળથી ખરડાયેલા પોતાના માણસો જોડે આસફજાહ તરફથી આવેલા પત્રો કે જેમાં તેની સાથે દોસ્તી રાખી તેનો પક્ષ લેવાનો મજકૂર લખેલો હતો, તે (પત્રો) પીલાજી પાસે મોકલ્યા અને તેના પોતાના મનનો ભેદ વિચારી શું હતો તે જાણવા માગ્યું. પોતે એકલે હાથે રૂસ્તમઅલીખાનને પૂરો પડી શકે એમ ન હતું તેથી આ દરખાસ્તને તેણે જમાનાને અનુકૂળ ફાયદો ને નસીબની યારી ગણી, મુલક હાથ કરી લેવાની તથા તેના જેવા હરીફને તોડી પાડવાની આવી તકને એક મ્હોટો આશીર્વાદ સમજી, રાત્રે ને રાત્રે હામેદખાનની મુલાકાત લીધી, અને કરારને પાકો કરી પોશાક તથા હાથીની ભેટ લઈ રાતને છેડે પોતાની છાવણીમાં પાછો આવતો રહ્યો.

તરત જ રૂસ્તમઅલીખાનને આ ઘટનાની જેવી હતી તેવી ખબર પડી અને પીલાજીના વિશ્વાસઘાતની હકીકત સંશયના પરદામાંથી બહાર આવી. જવાબમાં પોતે જણાવ્યું કે એના તરફથી મદદ અને સહાયની મને આશા હતી જ નહીં, પરંતુ અહીં સુધી નિર્વિઘ્ને આવી પહોંચવું એ જ સારો આશય હતો અને એ પૂરો પડયો. ફતેહ ને વિજય મળવા એ તો દૈવને હાથ છે: તે શી રીતે અને કયારે, ઓછાં મળશે કે વધતાં મળશે, એનો વિચાર કરવાનો હોય નહિ.

મીર નથુ ને મહમદસલાબત રોહીલા, હામેદખાનના બોલાવ્યાથી તેની નોકરીમાં દાખલ થવા માળવાથી નીકળેલા, તે આ જ વખતે સંજોગ(પૃ. ૮૭)વશાત્ આવી તેને મળ્યા અને મરાઠાઓના લશ્કર ઉપરાંત તેની પાસે સારી સંખ્યામાં લશ્કર જમા થયું. બીજે દિવસે જ્યારે ખંજર મારતા સૂર્યે આસમાની રંગના કિલ્લાની અગાસી પરથી ઝપાઝપીનો વાવટો ઉરાડયો ત્યારે રૂસ્તમઅલીખાને કૂચનું ઢોલ વગડાવી ચાર હજાર સ્વાર અને તેટલા જ પ્યાદા સિપાઈઓના લશ્કર સાથે સરદાર મહમદખાન અને કામગાર અલીખાનને મોખરે, શુજાઅતખાનના પુત્ર અહમદકુલીને જમણી બાજુએ, કાઝિમબેગખાનને ડાબી બાજુએ, મહમદપનાહને લશ્કરની પાછળ, તથા બહાદુર સૈનિકોની એક ટૂકડી સાથે પોતે મધ્યમાં ગોઠવાઈ, સ્વાર થઈ ચાલવા માંડયું. હવે રાતને વખતે હામેદખાનને તોપખાનાને લશ્કર સાથે લાવી સામે ગોઠવી દીધું હતું, તેથી તેણે તોપો છોડવાની શરુઆત કરી, તેથી ન છૂટકે રૂસ્તમઅલીખાન કે જે આગળ કૂચ કરવાને માટે તૈયાર અને સજ્જ થયેલો હતો તેને પોતાનો ભારે સરસામાન, જેટલો તેમાં રહી શકે તેટલો, તે ગામડાના નાના સરખા કિલ્લામાં ભરી એક આરબની ટૂકડીને સોંપી પોતાના લશ્કરને ગોઠવવાના કામમાં રોકાઈ જવું પડયું.

અજગરના મ્હોડા જેવી તોપોએ બંને બાજુથી અગ્નિ ફેંકવા માંડયો. પોતાની સામેના તોપખાના પર રૂસ્તમઅલીખાને વાયુ ને વીજળી વેગે ત્વરાથી હુમલો કર્યો. પહેલે જ હુમલે થોડી ઝપાઝપી બાદ શત્રુનું તોપખાનું તેણે હાથ કર્યું. હામેદખાનનો કારભારી ગિરધરલાલ જે તોપખાનાની ટૂકડીનો સરદાર હતો તે બીજા થોડા માણસો સાથે મોતની ધૂળ ચાટતો થયો. આ સ્થિતિ જોતાં જ મીર નથ્થુ અને મહમદ સલાબત, રોહિલા કે જેઓ મોખરાની ટૂકડીમાં હતા, તેઓ સામે આવી પહોંચ્યા અને સરદાર મહમદખાન કે જે હાથીસવાર હતો તે જે હાથી પર મીર નથુ બેઠો હતો તેની

સામે પહોંચી ગયો અને એ હાથીસવારો વચ્ચે તલવારની ઝપાઝપી તથા શમશેરનું યુદ્ધ થયું. બંને બાજુના ભડવીરોએ એક બીજાની સામે ઉભા રહી, સામસામા લડવા માંડયું. આ પ્રમાણે યુધ્ધરૂપી પ્રચંડ અગ્નિ બળવા માંડયો.

રૂસ્તમ જેવા વિખ્યાત પહેલવાનોએ મ્યાનમાંથી તલવારો ખેંચી (પૃ ૮૮) તે શૂરવીરોએ કોઈપણ માણસને તલવારના પાણીનો ઘુંટડો ન આપી નિરાશ કર્યો નહિ. આવું યુદ્ધ અને આવા યોધ્ધાઓ ન તો જમાનાએ જોયા હતા કે ન તો જમીને અનુભવ્યા હતા. સરદાર મહમદખાનને હાથે મીર નથુ મરાયો, અને તેની સાથે જ ઝપટ અને ત્વરાથી રૂસ્તમઅલીખાને પોતાનો હાથી હામેદખાનના હાથી સામે લીધો. મીર નથુ પોતાની ટૂકડી સાથે સાથે મરાયો હોવાથી, તેમ જ તેના માણસોના પગ પાછા પડવાથી, હામેદખાન હાથીપરથી ઉતરી ઘોડેસ્વાર થઈ ન્હાસી ગયો. મરાઠા સરદારો કે જેમને રૂસ્તમઅલીખાનનો ઘણો ભય લાગતો હતો. તેઓ આ લડાઈનો તમાસો દૂરથી જોયા કરતા હતા અને લડાઈમાં ઉતરવા જેટલી હિંમત તેમણે બતાવી ન હતી. વિજય મેળવી રૂસ્તમ-અલીખાન હામેદખાનની છાવણીમાં આવ્યો, તો ત્યાં તેણે શુજાઅતખાનનાં છોરાઓ, હુસેન કુલી અને મુસ્તફા કુલીને તથા આગા હાદીને સાંકળે બાંધેલા તથા બેડીઓ સાથે જોયા અને તેમને છૂટા કર્યા; અને હામેદખાન તથા તેના સિપાઈઓનો સરસામાન લૂંટાયો તેટલો લૂંટી લીધો શત્રુમાંથી કોઈને પણ તેની સામે આવવા જેટલી હિંમત કરતો જોયો નહિ ત્યારે સીસું ને દારૂગોળો ને થોડી તોપો કબજે લઈ, બાકીની તોપોનાં કાણામાં લોખંડના ખીલા મારી પોતાની છાવણીએ પાછો ફર્યો. હામેદખાનના થોડા સિપાઈઓ તથા છાવણીનાં માણસો પોતાના સરસામાન સાથે આવી રૂસ્તમઅલીખાનને (પૃ. ૮૯) મળ્યા અને તેની પાસે રક્ષણ ને આશરો માગી તેની જોડે થઈ ગયા. રૂસ્તમઅલીખાનના નીકળી ગયા બાદ લડાઈનું મેદાન ખાલી જોઈ કંથાજીએ હામેદખાનની છાવણી લૂંટવા અને પાછળ રહી ગયેલાઓના ઘોડા તથા સરસામાન લઈ લેવા હાથ લંબાવ્યો અને આંખના પલકારામાં તેની છાવણીનો નાશ કરી નાખ્યો. આ વખતનો લાભ લઈ પીલાજીએ રૂસ્તમઅલીના પાછળ રહી ગયેલા મોદીખાનાપર છાપો મારી લૂંટી લીધું; અને પેલા ન્હાના કિલ્લામાં આરબોના રક્ષણ નીચે જે સામાન તેણે રાખ્યો હતો તે સિવાય બીજું કશું રહેવા દીધું નહીં. જ્યારે રૂસ્તમઅલીખાન ત્યાં આવ્યો ત્યારે ન તો ત્યાં પોતાનું મોદીખાનું જોયું કે ન તો બીજો સરસામાન નજરે પડયો. જેઓ લૂંટાયા હતા તેમણે જે બન્યું હતું તે કહી સંભળાવ્યું, તેથી ન છૂટકે ત્યાંના તળાવ પર એક ન્હાનો તંબુ નાંખી છાવણી બનાવી, જખમી થએલા પોતાના માણસોની સંભાળ લેવા માંડી.

જ્યારે હામેદખાન એ લડાઈમાંથી ન્હાસી કંથાજી પાસે આવ્યો, ત્યારે તેણે તેને ઠપકો આપવા પોતાની જીભ લંબાવી; પોતે તમાશો જોયા કર્યો અને તેની જ છાવણી લૂંટી લીધી તે વિષે તાણાં માર્યાં. તેણે માફી માગી તથા જે ગુમ થઈ ગયું હતું તેનો બદલો આપવાનું જણાવી, થોડો લૂંટી લીધેલો સામાન તેને પાછો અપાવી, તથા સવારી માટે હાથીઘોડા અપાવી, પોતાની છાવણીમાં તેને ઉતારો આપ્યો.

આ અરસામાં મરાઠાઓની એક બીજી ફોજ પવાર અને સમોસિયાની સરદારી નીચે એ ફોજને આવી મળી. શુજાઅતખાન માર્યો ગયો છે એવી ખબર દક્ષિણમાં પહોંચી જવાથી, ગુજરાતનો મુલક લૂંટવાને લોભે દરરોજ મરાઠાઓનાં ટોળેટોળાંએ આણી તરફ આવવા માંડયું, તે એટલે સુધી કે છેલ્લા (પૃ. ૯૦) દહાડા સુધીમાં તો લગભગ સીત્તેર, એંસી હજાર સવાર ભેગા થઈ ગયા.

શહેરમાં લૂંટફાટ વધવા લાગી અને લોકો ભદ્રના કિલ્લામાં ધૂસી ગયા ને ત્યાંનાં ફરાશખાના તથા તોશખાનાનો અસબાબ પણ ઉઠાવી ગયા. સફદરખાન બાબી આ ધીંગાણું જોઈ ગભરાઈ ગયો અને ઘણી મુસ્કેલીએ ભદ્રમાંથી નીકળી પોતાને ઘેર પહોંચ્યો. પોતાને ફતેહ મળવાની ખુશખબર જણાવતાં સાથે સાથે રૂસ્તમ અલીખાને સૂબાના દીવાન મોમિનખાનને શહેર સંભાળવા તથા સાચવવાનું તથા શુજાઅતખાનના એક સગા મીર ઇબ્રાહીમને ભદ્રમાં રહેવાનું લખી જણાવ્યું હતું. દરરોજ હામેદખાનના માર્યા ગયાની ખોટી ખબરો આવ્યા કરતી. જો ફતેહ મળવાને પહેલે દિવસે જ રૂસ્તમઅલીખાન અમદાવાદ આવવા નીકળી પડયો હોત તો ઘણો સંભવ હતો કે તે શહેરમાં આવી પહોંચી શકત. પરંતુ ઇશ્વરની ઇચ્છા અને વિધિનો ઇરાદો તેમ થવા દેવાનો હતો નહિ, એટલે આઠ રાત ને દહાડા પેલા ગામના તળાવને કિનારે રોકાઈ ત્યાં પોતાનો મુકામ રાખ્યો અને સવારથી સાંજ સુધી તોપ ને બંદૂકની લડાઈઓ લડતો રહ્યો. આખરે બીજા જમાદીમાસની પહેલી તારીખે ત્યાંથી (પા. ૯૧) ઉઠાંતરી કરી.

આફતના મહાસાગરની જેમ મરાઠાઓનાં લશ્કર આસપાસ ફરી વળેલાં હોવાથી પરોઢથી રાત સુધી લડતાં લડતાં રૂસ્તમઅલીખાનને આગળ વધવું પડયું, જે દિશાએથી રસ્તો જડે તે દિશાએથી રસ્તો કાપવો પડતો, તેથી તે આખા દહાડામાં ખંભાતના ચોરાસી પરગણામાં આવેલા મોજે નાયાડ (? નાપાડ) સુધી મુસ્કેલી અને મહેનત સાથે ઝપાઝપી કરતાં, આવી શકયો. ત્યાંથી બીજે દિવસે નીકળી આગલા દિવસની માફક કલમસર (? કરમસદ) અને તેને બીજે દહાડે પેટલાદ પરગણાના નાયા ગામે આવી પહોંચ્યો. એ બધો વખત લડાઈની ભઠ્ઠી તપેલી જ રહેતી.

આ વખતે પેટલાદ પરગણું રૂસ્તમ અલીખાનના તાબામાં હતું એટલે તેને તાબે આવેલું ગામ વસો કે જે શહેરથી સત્તર કોસને છેટે છે તેના મુખી વણારસીએ આ વખતે તેની તરફ વિવેકથી વર્તવાનો નિશ્ચય કરી તેને જણાવ્યું કે જો સદરહુ ગામે તે આવે તો જે ખાધાખોરાકી તથા માણસો પોતે ભેગાં કર્યાં છે તે (પૃ. ૯૨) તેની સેવામાં હાજર કરે. આ ઉપરથી પોતે તેણી તરફ જવા લગામ ફેરવી,

હામેદખાન તથા મરાઠાઓને આ વ્યવસ્થાની ખબર પડવાથી તેમણે વણારસી પર એક ધમકીથી પૂર્ણ પત્ર લખી મોકલ્યો. વળી શહેરના કેટલાક મુખ્ય માણસો જે અંદરખાનેથી હામેદખાનના મળતીયા હતા તેમણે કપટ કરી વણારસીને ડરાવવા માંડયો. તે બહુ ડરી ગયો અને રાત્રે ને રાત્રે ગામ ઉજ્જડ કરી બહાર ચાલ્યો ગયો. એ જ મહીનાની પાંચમી તારીખ ને સોમવારની ઝપાઝપી ઘણી સખત થઈ હતી કારણ તેમાં કામગારઅલી અને બીજા બહાદુર સૈનિકો ખપી ગયા હતા. તે દિવસે ઘણી મુસ્કેલીએ, રૂસ્તમઅલીખાન, આરબ વગેરે કામના ચારસો સવાર અને એટલા જ પ્યાદા લઈ, રાત્રે અંધારૂં થવાને સમયે શત્રુઓ જોડે લડતો લડતો વસો ગામને તળાવે આવી પહોંચ્યો, તો ત્યાં ન વસ્તીની કે ન ખાધાખોરાકીની એક નિશાની માલમ પડી. ન છૂટકે ત્યાં છાવણી તો નાંખવી પડી. જો કે એની પાસે રહેલાં માણસોની સંખ્યા થોડી હતી અને શત્રુ સંખ્યાબંધ ને ટોળાંબંધ હતા છતાં તેમાંથી કોઇ એકમાં એટલી પણ હિંમત કે મકદૂર હતી નહિ કે એના પર હુમલો કરે. પણ શત્રુએ ચારે બાજુએથી મોરચા નજદીકમાં લાવી આખી રાત બંદૂકની ગોળીઓ ને તોપના ગોળાનો અગ્નિના કરા જેવો મારો વરસાવવો ચાલુ રાખ્યો. કેટલાએકનું આવી બન્યું હતું તે તો ઇશ્વરશરણ થયા અને તળાવને કિનારે તેમને દાટવામાં આવ્યા. બીજે દિવસે

કૂચ કરવાની તક ન મળવાથી ત્યાં જ મુકામ રાખવો પડયો. ગામને તરતમાં જ ઉજ્જડ કરવામાં આવ્યું હતું અને એ ગામ ઘણું મ્હોટું હતું એટલે માણસોએ જેમ તેમ થોડો ઘણો ઘાસદાણો મેળવી ગાડું ગબડાવ્યું. બીજે દિવસે એટલે એ જ મહીનાની સાતમી તારીખ ને બુધવારે એણે કૂચ શરૂ કરી. (પૃ. ૯૩)

ઘણી કોશેશ કરતો, સવારથી સાંજ સુધી લડતો, પડતો, આખડતો, માત્ર અડધા ગાઉની મજલ તે કાપી શકયો, અને એક ન્હાનકડું તળાવ કે જેને સૂઈ તલાવડી કહે છે, ત્યાં આગળ આવી પહોંચી પોતે મુકામ નાખ્યો. સમો બહુ બારીક થઈ ગયો અને બાકી રહેલા લશ્કરની દ્રઢતા ને નિશ્ચયના પાયા હાલી ઉઠ્યા. તેમાંના ઘણાએ આ ગજબનાક અને હિમત તોડી નાંખે એવી હાલત જોઈ, પોતાના ઘોડા ને હથીઆર તો શું પણ પોતાના પ્રાણની પણ આશા મૂકી દઈ વેશ બદલી રાતના અંધકાર રૂપી પડદાનો લાભ લઈ બહાર નીકળી પડ્યા. બીજે દિવસે એટલે ગુરૂવારે સવારે વસ્તુસ્થિતિ આવી હોવા છતાં, રૂસ્તમઅલીખાન જેનામાં હિમત તથા શૂરવીરતા નૈસર્ગિક અને સ્વાભાવિક હતાં- તેણે પોતાના શૌર્ય ને બહાદુરીરૂપ કપાળને ધૂળથી ખરડાવા દેવું એ વાતનો તિરસ્કાર કરી' પ્રભાતની અને ત્યારબાદની નિમાઝથી ફારેગ થઈ કાવો પીવાની ઇચ્છા કરી, એટલામાં સર, દાર મહમદખાન ગવરની ઘોડેસ્વાર થઈ આવી પહોંચ્યો અને કહ્યું કે આ ક્ષણ ઘોડાપર સવારી કરવાની અને યુધ્ધ કરવાની છે, સરદાર મહમદખાનને એ ઘોડેસ્વાર થઈ જાય એ વધારે સલાહભરેલું લાગવાથી તેણે તેને તેમ કરવા ઘણો આગ્રહ કર્યો, તેથી તેણે સવાર થવા હાથી મંગાવ્યો. તેણે ફરીથી કહ્યું કે પ્રસંગ તો ઘોડા પર બેસી સામાવાળા પર છાપો મારવાનો છે. તે ઉપરથી તે સત્તા અને શક્તિનો પહાડ, શૌર્ય અને બહાદુરીના મેદાનને, ચાબુક સ્વાર, જમાનાનો રૂસ્તમ (પહેલવાન) ઘોડા પર સ્વાર થયો અને 'અલ્લા, અલ્લા- પોકારતો શત્રુ તરફ ફરી ઘોડો દપટાવતો ગયો. પરંતુ બાકી રહેલા સિપાઈઓમાં આ હુમલા વખતે તદ્દન ભંગાણ પડી ગયું અને મરાઠા લશ્કરની મ્હોટી સંખ્યાને લીધે તેઓ વેરણખેરણ થઇ ગયા; કેટલાએક માર્યા ગયા, થોડા ઘવાયા અને થોડા કેદ પકડાયા, અને થોડા ઘોડાઓની મદદ લઈ જાન (પૃ. ૯૪) બચાવી બહાર નીકળી ગયા. સરદાર મહમદ-ખાનને કારી જખમ થવાથી એક તરફ તે રણક્ષેત્રમાં જ પડયો. રૂસ્તમઅલીખાન બીજી તરફ હુમલો લઈ ગયો હતો, તે યુદ્ધરૂપી વનના કેસરીની શક્તિ અને આવેશના પ્રભાવથી જેમ ઇશ્વિરના નામથી સેતાંન નાસે તેમ નાસતા મરાઠાઓ, તેને રસ્તો આપી, તેની આગળ ને આગળ રહેતા હતા; તેની સામે આવી ઉભા રહેવાની તેમનામાંથી એકની પણ હિમત ચાલી નહિ. પરંતુ છેવટે દરેક બાજૂથી તેના પર હુમલા કરી તીર ને ભાલાના ઘાથી તેને વીંધી નાંખી તલવારને ઝાટકે તેમના તરફથી તેને શહીદની ઉંચી પદવી આપવામાં આવી. શુજાઅતખાનના પુત્રો હુસેનકુલી અને અહમદકુલી (? મુસ્તફાકુલી : પૃષ્ઠ ૮૯) પાછા વિધિના પંજામાં કેદ પકડાયા. બહાદુરી અને શૂરાતનના યુદ્ધક્ષેત્રના રાજવી સવારનું માથું દક્ષણીઓ ધડથી જુદું પાડી હામેદખાન પાસે લઈ આવ્યા, અને પોતાની નામના તથા કીર્તિની સાબિતી તથા પુરાવા તરીકે પીલાજીએ તેનો એક હાથ પોતાને રહેઠાણ સોનગડ મોકલ્યો. હામેદખાને પોતાનાં કેટલાંક માણસો જોડે એ માથું અમદાવાદ મોકલ્યું અને તેની લાશને વસો ગામ પાસે દટાવી કે જે જગાપરની એની કબર જાણીતી અને પ્રખ્યાત થઈ, આજે દરેક આવતા જતા માણસની યાત્રાનું ધામ થઈ પડી છે. શુક્રવારે સંધ્યા સમયે, શૂરવીરતાના મંડળના મુખી અને સૈયદ ખાનદાનના નાયકના માથા સાથે એ ભયાનક સમાચાર અમદાવાદ પહોંચ્યા કે તરત જ એક અદ્દભુત સ્થિતિ ઉભી થઈ, અને નાના

ને મ્હોટા, જુવાન ને ઘરડા, ઓળખીતા અને બીનઓળખીતાઓએ આક્રંદ કરવા માંડ્યું અને તેમનાં મનમાં એક અજબ જાતનો ભય પેસી ગયો. દરેક ઘરમાં માતમ થવા માંડી અને દરેક મકાનમાંથી શોકનાં રૂદનનો અવાજ સંભળાવા માંડ્યો. એક રાત ને દિવસ કોટવાળીના ચબુતરાને માથાએ ઉચ્ચતા બક્ષી અને પછી ઇબરાહીમ કુલીખાનની સોડમાં તેને દાટવામાં આવ્યું. મહમદસાયબ જેનું તખલ્લુસ મુસ્તઅદ હતું અને જેણે આ યુદ્ધને વિશે કાવ્ય બનાવ્યું છે, તેણે આ બનાવની તારીખ યાદ રાખવા માટે નીચે પ્રમાણે લખ્યું છે.

આ યુદ્ધ ને આ કથાની તારીખ, કે જેની બાબતમાં કશું વિરૂદ્ધ હોઇ શકે જ નહી, (તે) સારી આસ્થાવાળા મિત્રોને યાદ રહે માટે વર્ણવું છું. કે એક હજાર એકસો સાડત્રીસની સાલમાં (પૃ. ૯૫) એ સરદારનો સરદાર દુનિયામાંથી ઉપડી ગયો.

---

'રુસ્તમનો સલોકો'ના વિષયાદિને લગતી ટૂંકી માહિતી શ્રી અં, બુ. જાનીએ 'શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી' (ભાગ ૧, ૧૯૨૩, ૨૦૦–૨૦૧) માં નીચે પ્રમાણે આપેલી છે:

"આ શલોકામાં, સન ૧૭૨૩–૨૪, એટલે સંવત ૧૭૭૯–૮૦ માં અમદાવાદ, કપડવણજ અને મહી નદી પાસેના અડાસ (આણંદ તાલુકામાં) આગળ મોગલ હાકેમ હામીદખાનને સરબુલંદખાનની પ્રેરણાથી સુજાતખાન, અભરામ કુલીખાન અને સુરતના હાકેમ રૂસ્તમ કુલીખાન, એ ત્રણે ભાઈઓ સાથે થયલાં યુદ્ધો અને તેમાં છેવટના અડાસના રણસંગ્રામમાં રૂસ્તમ કુલીખાને દાખવેલાં પરાક્રમો વર્ણવેલાં છે. જો કે કવિ શામળે યુદ્ધ મચ્યાનો સમય આપેલો નથી, પણ વર્ણિત ઐતિહાસિક પ્રસંગથી તે સૂચિત થાય છે. પ્રસ્તુત શલોકો તેમાં વર્ણવેલા ત્રણ રણસંગ્રામોનો પૂર્વરંગ વર્ણવતો નથી, પણ વર્ણિત વિષય તેમ જ વ્યક્તિઓના સંબંધના સ્પષ્ટીકરણ અર્થે તેનો કિંચિત્ ઉલ્લેખ આવશ્યક છે–(જુઓ બોમ્બે ગેઝેટીઅર, વૉ. ૧ ભાગ ૧ પાનું ૩૦૩–૫) એ પૂર્વરંગ આમ છેઃ—

દિલ્હીનો મોગલ બાદશાહ મહમદશાહ રાજ્યના ધણીરણી થવા મથતા નિઝામ ઉલ–મુલ્ક (૫૧ મા હાકેમ) ને ઉત્તર હિન્દમાંથી હાંકી કાઢવા ઇચ્છતો હતો, તેમ મરાઠા સરદારો પણ ગુજરાતમાં ત્રાસ પ્રવર્તાવતા હતા, તેથી તેણે ગુજરાતના (૫૨ મા) હાકેમ સર બુલંદખાનને નિઝામાદિનો દોર તોડવાનું કાર્ય સોંપ્યું. આ હકીકત જાણવામાં આવતાં નિઝામે પોતાના કાકા હમીદખાનને ગુજરાતનો સુબો (૫૩ મો) નીમી સરબુલંદ સામે લઢવા તેને ગુજરાત મોકલ્યો. સરબુલંદે પોતાના પક્ષના સુરતના હાકમ રૂસ્તમઅલી, સુજાતખાં અને અભરામ કુલી એ ત્રણે નામીચા બંધુઓ અને મોગલ સરદારોને હમીદખાનને હરાવવાનું કામ સોંપ્યું. અહીંથી પ્રસ્તુત શલોકાનો વિષય ચાલુ થાય છે.

રૂસ્તમઅલીખાન, તે વેળા ચોથ માટે લશ્કરો સાથે ગુજરાતમાં અહીંતહીં ઘૂમતા મરાઠાઓનો દુશ્મન હતો, તેણે પીલાજી ગાયકવાડને અનેક શીકસ્તો આપી હતી; તેનો

ભાઈ સુજાતખાન હતો, તે બાદશાહનો પોતાને સુબાગીરીનો અધિકાર મળ્યાનો લખોટો લઈને એકદમ અમદાવાદ ઉપર ધસ્યો અને હમીદખાનને હરાવી ત્યાંથી હાંકી કાઢ્યો. તેણે મહેમદાવાદમાં પડાવ નાંખ્યો; દરમ્યાન હમીદખાને શાન્તિ ન પકડતાં મરાઠા સૈનાપતિ કંતાજી કદમ ભાંડેને પોતાના પક્ષમાં લીધો અને સુજાતખાન જે ઈડરને રસ્તે ગુજરાતમાં પેઠેલા અંતાજી ભાસ્કરને હરાવી વિજયના કાર્યપ્રસંગે ઈડરમાં મહાલતો હતો તેની સામે ધસ્યો અને માર્ગમાં કપડવણજ આગળ ભારે લઢાઈ થઈ; પરંતુ તેમાં કપટ થયું અને સુજાતખાન ખપ્યો. નાગરોને વડનગર છોડવું પડયું. પછી હમીદખાન દોડતે લશ્કરે કારંજ આવ્યો; આ સમાચાર આવતાં અભરામ કુલીએ અમદાવાદના બારે દરવાજા બંધ કરાવ્યા અને તેની સામે મોરચો બાંધ્યો; પણ હમીદે અમદાવાદના ખુશાલશાહ શેઠને ફોડયો અને દરવાજો ઉઘડાવી શહેરમાં પેઠો; એટલે અભરામ કુલીનાં અને હમીદખાનનાં લશ્કરો વચ્ચે ખુનખાર જંગ મચ્યો, પણ તેમાં અભરામ મુઓ; કંતાજી મરેઠાને અમદાવાદની ચોથ મળી, તેણે અમદાવાદ સવા પોહોર લુટયું. સુરતમાં રૂસ્તમ અલીને સમાચાર મળ્યા. એટલે તેણે કંતાજીના પ્રતિસ્પર્ધી પીલાજી ગાયકવાડને સાધ્યો અને પોતાના પક્ષે લઈ સુરતથી લઢવા ચાલ્યો. મહી નદી ઉતરતાં અડાસ આગળ રૂસ્તમ અને હમીદખાનનાં લશ્કરોનો જંગ મચ્યો. પરંતુ રૂસ્તમનો મૂળનો હાડ વૈરી હોઈને હમીદ અને કંતાજીના પ્રપંચને વશ થઈ પીલાજી ફુટયો, પહેલાં તટસ્થ રહ્યો, પણ પછી રૂસ્તમ નબળો પડતાં તેની જ છાવણી લુંટી, પણ નાગર કૃપાશંકર રૂસ્તમની વાહારે ધાયો, તેણે મરાઠાને માર્યા અને હાકી કાઢયા; કંતાજીએ હમીદને દગો દીધો; પીલાજી અને કંતાજી મળી ગયા અને વસોનો પટેલ તેમાં ભળ્યો, અને પાછા સઘળા હમીદખાન સાથે મળ્યા અને ભારે સંગ્રામ મચ્યો, જેમાં રૂસ્તમ મુઓ અને હમીદખાને સરખેજ આગળ પડાવ નાંખી મરેઠાઓ પાસે અમદાવાદ લુટાવ્યું. તેણે નાતવાર બબ્બે વાર લાગા ઠરાવી દરેક શહેરી પાસેથી માથા દીઠ રૂા. ૨૪ દંડ ઉઘરાવ્યો."

રત્નમણિરાવકૃત 'ગુજરાતનું પાટનગર'માં પ્રસ્તુત સલોકામાંથી કેટલોક અંશ ઉદ્ધૃત કરેલો છે જુઓ (પૃ. ૧૩૧–૩૩, પાદટીપ).

## સલોકાસાહિત્ય

સલોકાઓને લગતી છૂટક માહિતી સૌથી પહેલાં આપણને મો. દ. દેશાઈના 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ' તથા 'જૈન ગૂર્જર કવિઓ'માં મળે છે. આને આધારે હી. ર. કાપડિયાએ 'સલોકાનો સંચય' નામક લેખમાં સલોકાઓ સંબંધી વ્યવસ્થિત માહિતી આપવાનો પ્રયાસ કર્યો. લક્ષ્મીભદ્રવિજયે તેમાં થોડીક નવી સામગ્રી ઉમેરી. અગરચંદ નાહટાએ કાપડિયાએ આપેલી માહીતીની ખામીઓ દૂર કરી બીજી કેટલીક સામગ્રી ઉમેરી અને તેમના 'રાજસ્થાની સલોકે ઔર ઉનકી પરંપરા'માં સામાજિક રિવાજમાં રહેલું સલોકાનું સ્થાન દર્શાવી–અત્યારસુધીમાં જાણમાં આવેલા સલોકાની એક અશેષ યાદી આપવાનો પ્રયાસ કર્યો. મં. ર. મજમુદારે 'ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો'માં થોડાક જૈનેતર સલોકા વિશે અને સલોકાના સામાન્ય સ્વરૂપ વિશે માહિતી આપી છે, પણ તેમણે આ અંગે– ખાસ કરીને જૈન સલોકાસાહિત્યના વિષયમાં થયેલા પૂર્વકાર્યનો લાભ નથી લીધો. આ સર્વ સામગ્રીની સૂચી અંતમાં આપી છે. અગરચંદ નાહટાએ આપેલી યાદી થોડીક શુદ્ધિવૃદ્ધિ સાથે આ પ્રમાણે છે:

## સલોકાસૂચી

| નામ | કડી સંખ્યા | કર્તા | રચનાસમય | માહિતીના આધાર |
|---|---|---|---|---|
| ૧ અષ્ટાપદ શલોકો | ૫૫ | વિનીતવિમલ | ૧૬૭૬ પછી | અપ્રકાશિત. જૈ. ગૂ. ક. ૩, ૧૩૪૫ |
| ૨ આદિનાથ શલોકો (શત્રુંજય શલોકો) | ૫૫ | ,, | ૧૬૭૫ પહેલાં | પ્રકાશિત. ભી. મા. (જૈ. ગૂ. ક. ૨. ૩૮૩; ૩, ૧૩૪૫). |
| ૩ કલ્યાણજીરો સિલોકો (મા.) | ૨૩ | રાઘવ | | અપ્રકાશિત. જૈ. સ. પ્ર., ૧૪૧, ૨૫૬ |
| ૪ કેસરિયા સલોકો | ૧૧ | ઉત્તમચંદ | ૧૭૯૯ | ,, ,, ,, ,, ,, ૨૫૭ |
| ૫ ક્રોધનો સલોકો | ૧૧ | | | પ્રકાશિત. જૈન સજઝાય માળા, ૨. અર્વાચીન. |
| ૬ ગોડી પાર્શ્વનાથ શલોકો | ૨૬ | ગોપાળ | | અપ્રકાશિત. જૈ. સ. પ્ર., ૧૪૪, ૩૫૧ |
| ૭ ચંદરાજારો સિલોકો | ૫૧ | કાનીરામ | ૧૭૫૮ | પ્રકાશિત મા. સિ. સં. |
| ૮ જંબૂસ્વામિ શલોકો | | લબ્ધિવિજય | આ. ૧૭૫૩ | અપ્રકાશિત જૈ. ગૂ. ક. ૩, ૪૮. |
| ૯ જુઠા તપસીનો શલોકો | ૯૧ | વસ્તો | ૧૭૭૯ | પ્રકાશિત. પ્ર. દોશી નેમચંદ સવજી, ૧૯૨૯ (જૈ. ગૂ. ક. ૩, ૧૫૩–૧૫૪). |
| ૧૦ જેસલમર ચઢતી દિસાકો સિલોકો (હિ.) | | રામચંદ | ૧૮૨૧ | અપ્રકાશિત. જૈ. સ. પ્ર., ૧૪૬, ૪૪ |
| ૧૧ નેમનાથજીરો શિલોકો (મા.) | ૨૮ | | | પ્રકાશિત. મા. સિ. સં; શિ. પુ. |
| ૧૨ *નેમિનાથનો સલોકો | ૧૭ | ઉદયરત્ન | આ. ૧૮મી શતાબ્દી | પ્રકાશિત. ભી. મા., જૈન સજઝાયમાળા (જૈ. ગૂ. ક. ૨, ૪૦૯; ૩, ૧૩૫૬) |

*વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરની પ્રતને આધારે મજમુદાર જણાવે છે કે ઉદયરત્નકૃત 'નેમજીનો શલોકો'માં ૭૨ અડમલ્લ છંદ કે ચઉપાઇ છે (ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો, પદ્યવિભાગ, ૧૪૧). આનો ઉપર સાથે વિરોધ છે.

| નામ | કડી સંખ્યા | કર્તા | રચનાસમય | માહિતીનો આધાર |
|---|---|---|---|---|
| ૧૩ નેમિજિન શલોકો | ૭૩ | મોતી માલુ (?) | ૧૭૪૧ | ,, જૈ. ગૂ. ક. ૩, ૧૪૭૦–૭૧. (જૈ. ગૂ. ક. ૨, ૫૬૯ ઉપર આજ કૃતિ જિનવિજયને નામે ૭૨ કડીની આપી છે તે ભૂલ જણાય છે.) |
| ૧૪ નેમિનાથનો શલોકો | ૮૨ | દેવચંદ | ૧૮૪૩ | પ્રકાશિત. ભી. મા.; જૈ. ગૂ. ક., ૩, ૩૪૨–૪૩. |
| ૧૫ નેમિનાથ શલોકો | ૬૫ | વિનીતવિમલ | સત્તરમી શતાબ્દી | અપ્રકાશિત. જૈ. ગૂ. ક. ૩, ૧૩૪૪–૪૫. |
| ૧૬ નેમિ સલોકા (મા.) | ૪૮ | રાજલાભ | ૧૬૯૭ | અપ્રકાશિત. જૈ. સ. પ્ર., ૧૪૧, ૨૫૭. |
| ૧૭ નેમિ સલોકા | ૪૯ | જિનહર્ષ | ૧૮ મી શતાબ્દી | ,, ,, ,, ,, ૧૪૬, ૪૪ |
| ૧૮ નેમિ સલોકા | ૫૩ | | | પ્રકાશિત. સ્તવનસંગ્રહ. પ્ર. વિજયરાજ ભૂરમલ સિંધી, સિરોહી. |
| ૧૯ નેમિ સલોકા | ૬ | રામ | ૧૮૭૪ | ,, વિવિધ રત્નસ્તવન સંગ્રહ |
| ૨૦ નેમિરાજુલ શલોકો | | કુશલવિનય | ૧૭૦૨ | અપ્રકાશિત. જૈ. ગૂ. ક. ૩, ૧૪૦૪. |
| ૨૧ પાર્શ્વચંદ્રનો શલોકો | | મેઘરાજ | ૧૭ મી શતાબ્દી | ,, ઐતિહાસિકરાસ–સંગ્રહ, ભા. ૧, ૨૧; જૈ. સ. પ્ર., ૧૪૬, ૪૪ |
| ૨૨ પાર્શ્વનાથજીરો સિલોકો (મા.) | ૩૭ | દોલત | ૧૭૮૩ | અપ્રકાશિત. જૈ. સ. પ્ર. ૧૪૬, ૪૪ |
| ૨૩ પાર્શ્વનાથ શલોકો | ૫૬ | જોરાવરમલ | ૧૭૯૪ કે ૯૫ કે ૯૬ | પ્રાચીન છંદ ગુણાવલી, ભા. ૩–૪, પ્ર. રત્નપ્રભાકર જ્ઞાનપુષ્પમાળા, ફલોધી; (જૈ. ગૂ. ક., ૩, ૩૩૩) |
| ૨૪ ભરતબાહુબલિ શલોકો | ૬૮ | ઉદયરત્ન | આ. ૧૮મી શતાબ્દી | પ્રકાશિત. ભી. મા. (જૈ. સ. પ્ર., ૧૩૨, ૨૯૫; ૧૪૧, ૨૫૪–૫૫.) |

| નામ | કડી સંખ્યા | કર્તા | રચનાસમય | માહિતીનો આધાર |
|---|---|---|---|---|
| ૨૫ માનનો સલોકો | ૭ | | | પ્રકાશિત. જૈન સજ્ઝાય માળા, ભા. ૨ (જૈ. સ. પ્ર., ૧૩૨, ૨૯૫) |
| ૨૬ માયાનો ,, | ,, | | | ,, ,, ,, |
| ૨૭ મેઘકુમાર સલોકો | ૭૫ | મહાનંદ | ૧૭૬૬ | અપ્રકાશિત. જૈ. સ. પ્ર., ૧૪૧, ૨૫૭ |
| ૨૮ રિખભનાથ સિલોકો | | જિનહર્ષ | ૧૮ મી શતાબ્દી | ,, જૈ. સ. પ્ર. ૧૪૬, ૪૩–૪૪; મરુ–ભારતી, ૧, ૨, ૯૦. |
| ૨૯ લોભનો શલોકો | ૨૬ | | | પ્રકાશિત જૈન સજ્ઝાય માળા ૨ (જૈ. સ. પ્ર. ૧૩૨, ૨૯૬) |
| ૩૦ લોંકાશાહનોશલોકો(લુંકાશાસિલોકો) | ૨૪ | કેશવજી | | પ્રકાશિત. 'શ્રીમાન લોંકાશાહ,' મુંબઇ સમાચાર, ૧૮–૭–૧૯૩૬, ૨૩૮–૨૪૦ (જૈ.ગૂ. ક. ૩, ૧૦૯૪). |
| ૩૧ વાસુપૂજ્ય શલોકો | ૪૦ | મણિવિજય | | અપ્રકાશિત. જૈ. સ. પ્ર., ૧૪૪, ૩૫૦ |
| ૩૨ વિજયક્ષમાસૂરિ શલોકો | ૬૨ | જિનેંદ્રસાગર | ૧૮ મી શતાબ્દી | ,, જૈ. ગૂ. ક. ૩, ૧૪૪૫–૪૬. |
| ૩૩ વિમલમંત્રીસર શલોકો | ૧૧૧ | વિનીતવિમલ | ,, ,, | પ્રકાશિત. ભી. મા. |
| ૩૪ વિમલ મેતાનો શલોકો | ૧૧૭ | ઉદયરત્ન | ૧૭૩૮ | ,, ,, (જૈ. ગૂ. ક., ૨, ૪૧૦) (વિનીતવિમલની કૃતિનું અપહરણ. જૈ.સ.પ્ર.૧૪૧,૨૫૫) |
| ૩૫ વિવેકવિલાસનો શલોકો (કાયા નગરીનો ,, ) | ૯૨ | દેવચંદ | ૧૮૪૬ | પ્રકાશિત. ભી. મા. (જૈ. ગૂ. ક., ૩, ૩૪૩) |
| ૩૬ શંખેશ્વર પાર્શ્વનાથનો શલોકો | ૨૩ | ઉદયરત્ન | ૧૭૦૨ | પ્રકાશિત. ભી. મા. (જૈ. ગૂ. ક., ૨, ૩૯૩) |
| ૩૭ શંખેશ્વર શલોકો (સંખેસર પાસનો શલોકો) | ૪૬ | દેવવિજય | ૧૭૨૭ | પ્રકાશિત. ભી. મા. (જૈ. ગૂ. ક., ૨, ૪૧૭; ૩, ૧૪૨૪; જૈ. સ. પ્ર. ૧૪૭, ૨૫૫). |

| નામ | કડી સંખ્યા | કર્તા | રચનાસમય | માહિતીનો આધાર |
|---|---|---|---|---|
| ૩૮ શાલભદ્રજીકો સીલોકો (હિં.) | | | | પ્રકાશિત. જૈ. સ. પ્ર., ૧૪૬, ૪૪, મરુ-ભારતી, ૧, ૨, ૯૧. |
| ૩૯ શાલિભદ્ર શલોકો | | ઉદયરત્ન | ૧૭૧૩ | ,, ભી. મા. (જૈ. ગૂ. ક. ૨, ૪૦૯-૧૦) |
| ૪૦ શાલિભદ્ર શલોકો | ૧૪૭ | સિંહ | ૧૭૨૪ | ,, 'રત્નસાગર.' (જૈ. ગૂ. ક., ૩, ૧૪૩૯) |
| ૪૧ શાળિભદ્રનો સલોકો | ૪૨ | ખોડાજી | | પ્રકાશિત. જૈન સજ્ઝાય માળા, ૨. |
| ૪૨ શાંતિનાથનો શલોકો | ૪૩ | મણિવિજય | | અપ્રકાશિત. જૈ. સ. પ્ર, ૧૪૪, ૩૫૦ |
| ૪૩ શિવજી આચાર્યનો સલોકો | ૧૪ | આણંદ | ૧૬૩૫ પછી | ,, જૈ. ગૂ. ક., ૩, ૧૦૮૨ |
| ૪૪ સાલભદ્રરો સિલોકો(મા.) | ૪૪ | | | અપ્રકાશિત,જૈ.સ.પ્ર, ૪૧,૨૫૭, મરુ-ભારતી,૧,૨,૯૧ |
| ૪૫ સિદ્ધાચલનો સલોકો (સંઘવી પ્રેમજીનો સલોકો) | ૧૪૧ | અમરવિજય | ૧૭૧૩ | પ્રકાશિત. સૂર્યપુરનો સુવર્ણયુગ, (૭-૧૦૫, જૈ.સ.પ્ર. ૧૩૨, ૨૯૩, ૨૯૭) |
| ૪૬ સુરતનો શલોકો | | | | ફા. ગુ. સ. હ. પ્ર. સંગ્રહ નં. માં |
| ૪૭ હીરવિજયસૂરિ સલોકો | ૮૧ | કુંવરવિજય | ૧૫૯૫ પછી | પ્રકાશિત. જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય, ૧૯૬-૨૦૨ (જૈ. ગૂ. ક., ૧, ૩૧૩) |
| ૪૮ હીરવિજયસૂરિ સલોકો | ૮૨ | વિદ્યાધરરચિત | | પ્રકાશિત. જૈનયુગ, ૫, ૩૯૩(જૈ. સ. પ્ર. ૧૪૧,૨૫૬)* |

*આ ઉપરાંત હમણાં સુખદેવકૃત 'શ્રીસંઘકો સિલોકો' (૯૯ કડી, રચનાસમય ૧૯૩૩ પછી, શ્રીરત્નપ્રભાકર જ્ઞાનપુષ્પમાળા, ફલોદી, પુ. નં. ૧૪૭ અને જ્ઞાનસુંદરકૃત 'ઓસવંશકો સિલોકો' (૨૪૬ કડી, રચનાસમય ૧૯૪૨, એ જ પુષ્પમાળા, નં. ૨૪) મારા જોવામાં આવ્યા. આમાં પહેલા) 'સિલોકો'માં આરંભમાં 'ચાલ સિલોકા કી' એમ આપ્યું છે તે સૂચક છે.

# જૈનેતર સલોકા

| ગુજરાતીઃ નામ | કડીસંખ્યા | કર્તા | રચનાસમય | માહિતીનો આધાર |
|---|---|---|---|---|
| ૧ ભાણુનો સલોકો | | ગંગાદાસ ભવાની | ૧૭૦૬ (?) | અપ્રકાશિત; ફાર્બસ ગુજ. સ. ના હ. પુ.ની સવિસ્તર નામાવલી, ભા. ૧, ૧૭૦. ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો, ૧૪૦–૪૧. |
| ૨ રામવિવાહના શલોકા | ૨૫ | પ્રભુરામ | ૧૭૭૭ | પ્રકાશિત. પ્રાચીન કાવ્ય-વિનોદ, ૧, ૧૮૯–૯૩. |
| ૩ રુસ્તમનો સલોકો | ૧૮૦ | શામળ | ૧૭૨૪ | પ્રસ્તુત પુસ્તકમાં |
| ૪ રણુછોડજીનો શલોકો | | શામળ | | પ્રકાશિતઃ ફા. ગુ. સ. હ. પુ. સ. નામાવલી, ભા. ૨, ૧૬૬–૧૬૮; પ્ર. ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો, ૧૩૨–૩૪. |

## મારવાડી સલોકા

| | | | | |
|---|---|---|---|---|
| ૧ સીતારામ–રાવણુ સલોકો | ૧૯ | | | પ્રકાશિત શ્લોકાસંગ્રહ |
| ૨ શંકર–મહાદેવ ,, | ૧૧ | | | ,, ,, |
| ૩ માધવરાવજી રો ,, | ૧૬ | | ૧૮૦૦ | ,, ,, |
| ૪ રામસા પીર રો ,, | ૧૨ | | | ,, ,, |
| ૫ ચાંપાવત સવાઈસિંહ ,, | ૨૯ | | | ,, ,, |
| ૬ ભીમસિંહજી રો ,, | ૨૩ | | | ,, ,, |
| ૭ લક્ષ્મણુજી રો ,, | ૨૨ | | | ,, ,, |
| ૮ ભૈરુંજી રો ,, | ૩૪ | | ૧૭૯૫ | અપ્રકાશિત.શ્રી.નાહટાના સંગ્રહમાં |
| ૯ સૂરજજી રો ,, | | | | ,, ,, ,, |
| ૧૦ રામદેવજી રો ,, | | અગરચંદ | ૧૭૫૩ | ,, ,, ,, |
| ૧૧ કુસલસિંહ રો ,, | | | | ,, ,, ,, |
| ૧૨ અમરસિંહ રાઠોડ રો ,, | | | | ,, ,, ,, |
| ૧૩ બાલાજી રો ,, | | | | ,, ,, ,, |
| ૧૪ જૈમલજી રો ,, | | | | ,, ,, ,, |
| ૧૫ જાભોજી રો સલોકો | | | | મોતીચન્દજી ખજાન્ચી સંગ્રહમાં |
| ૧૬ અમરચંદ સુરાણા રો સલોકો | | | | ,, |
| ૧૭ ગણુપતિજી રો સલોકો | | પૂનમચંદ સિખવાલ. | ૧૯૧૫–૧૮ | પ્રકાશિત.'મારવાડી બ્યાહ મેં બોલનેકા સલોકા,' પ્રતાપસાગર પુસ્તકાલય જાલના |
| ૧૮ સુધાર ,, ,, | | ,, ,, | ,, | |

૧૯ ફલોધી માતા ,, ,, ,, ,, ,,
૨૦ શંકર મહાદેવ ,, ,, ,, ,, ,,
૨૧ રામસા પીર ,, ,, ,, ,, ,,
૨૨ કૃષ્ણકુમાર ,, ,, ,, ,, ,,
૨૩ રુકમણી મંગલ ,, ,, ,, ,, ,,
૨૪ બાપ બેટી ,, ,, ,, ,, ,,
૨૫ ,, ,, ,, ,, ,, ,, ,,
૨૬ વેશ્યા ,, ,, ,, ,, ,,
૨૭ લક્ષ્મીનારાયણ ,, ,, ,, ,, ,,
૨૮ સતી માતા ,, ,, ,, ,, ,,
૨૯ કલજુગપ્રવાહ ,, ,, ,, ,, ,,
૩૦ સીતારામજી ,, ,, ,, ,, ,,
૩૧ રામલક્ષ્મણ સલોકા ,, ,, ,,
૩૨ પંચ સભા રે સલોકો ,, ,, ,,
૩૩ છોટે કંથ રી સ્ત્રી રે ,, ,, ,, ,,
૩૪ નીતિ સુધાર રે સલોકો રામકિશન ૧૯૧૬ ,,

આ ઉપરાંત ખત્રી ભીખમચંદ બૂકસેલર પ્રકાશિત સલોકાસંગ્રહમાં, અન્ય સ્વતંત્ર સલોકાસંગ્રહોમાં, તેમ જ મુકલાવા બહાર આદિ સંગ્રહમાં કેટલાયે સલોકા પ્રકાશિત થયા છે. વિવાહમાં બોલાતા ગુજરાતી સલોકાસંગ્રહની સામગ્રી તરતમાં ન મળતાં તેનો આમાં સમાવેશ નથી થઈ શક્યો.*

---

* ૯-૨-'૫૬ના પત્રમાં શ્રી નાહટા જણાવે છે કે સલોકા ઉપરના તેમના લેખ પછી નવાનવા સલોકાની ભાળ મળતી રહે છે, એટલે નોંધ પણ કેટલાની લેવી. હમણાં કોઈ ચારણ કવિનો એક મોટો સલોકો તેમને મળ્યો છે.

# સલોકાનું સ્વરૂપ

'સલોકો' (જોડણીભેદે 'શલોકો,' 'સિલોકો' વ.) એક રચનાપ્રકાર તરીકે સત્તરમી-અઢારમી શતાબ્દીથી ગુજરાતી તેમ જ મારવાડી સાહિત્યમાં ઠીકઠીક પ્રચલિત રહ્યો છે. ધ્વનિદષ્ટિએ સંસ્કૃત श्लोक–પરથી સધાયેલા અર્ધતત્સમ सलोक–કે शलोक–ને ગુજરાતી -ओ પ્રત્યય લાગતાં सलोको કે शलोको અને આદ્યાક્ષરના -अ નો -इ (મારવાડી વલણ) થતાં सिलोको સધાયો છે. श्लोक–સંસ્કૃતમાં 'અનુષ્ટુપ છંદ' 'કીર્તિ' 'સ્તોત્ર' એવા અર્થમાં જાણીતો છે. उपश्लोकय–એ ક્રિયાપદનો 'શ્લોકબદ્ધ સ્તુતિ કરવી' એવો અર્થ છે. આ ઉપરથી મધ્યકાલીન ગુજરાતીમાં પદ્યબદ્ધ શૌર્યસ્તુતિના સ્વરૂપની રચના માટે 'સલોકો' શબ્દ વપરાશમાં આવ્યો હોય. 'ભાણનો સલોકો,' 'રુસ્તમનો સલોકો,' 'રણછોડજીનો શલોકો' જેવા નમૂના પરથી તથા ઉપરની યાદીમાંના કેટલાક મારવાડી સલોકા ઉપરથી એવા નિર્ણય પર અવાય કે સલોકામાં, ઐતિહાસિક મનાતા કોઈ પ્રસંગનો આશ્રય લઈને તે સાથે સંકળાયેલી મુખ્ય વ્યક્તિની પદ્યબદ્ધ પરાક્રમસ્તુતિ આપવામાં આવે છે. એ દૃષ્ટિએ આવા સલોકાનો પ્રકાર સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશના 'ચરિત,' સંસ્કૃત, પ્રાકૃત તથા પ્રાચીન ગુજરાતીના 'પ્રબંધ' (प्रबंधचिन्तामणि, प्रबन्धकोश, કાન્હડદેપ્રબંધ, વિમલપ્રબંધ) અને વિશેષે કરીને તો પ્રાચીન ગુજરાતી 'પવાડા'નો ઓછોવધતો વારસો લઈને વિકસ્યો જણાય છે.

પણ આપણને મળતા મોટા ભાગના સલોકાનું સ્વરૂપ ઉપરના વર્ણન સાથે મેળ નથી ખાતું. આ હકીકત નજરમાં લઈને તપાસતાં જણાશે કે સલોકાના વિકાસમાં પંદરમી સોળમી શતાબ્દીથી આજ સુધી ગુજરાત મારવાડમાં ચાલુ રહેલી એક સામાજિક પ્રથાનો પણ ઘણો મહત્ત્વનો ફાળો છે.

અમદાવાદની આસપાસમાં અને ઉત્તર ગુજરાતમાં બ્રાહ્મણ, વાણિયા, સોની, કણબી, મોચી વગેરે ઘણી હિંદુ જ્ઞાતિઓમાં લગ્ન, જનોઈ વગેરેના વરઘોડાને પ્રસંગે 'શલોકા' બોલવાનો રિવાજ છે. આ અંગે જે નજીવી માહિતી હું મેળવી શક્યો છું તે પ્રમાણે વરઘોડો કોઈ ચૌટા કે પાદર જેવી જગ્યાએ પહોંચે ત્યારે 'શલોકો' જેને બોલતા–એટલે કે લલકારતા આવડતો હોય તે બ્રાહ્મણ અગર બીજો કોઈ તે લલકારે. વિષય મહાભારત વગેરેમાંથી હોય. રચના ચોપાઈબદ્ધ હોય (આવા શલોકા છપાયેલા પણ મળતા હોવાનું સાંભળ્યું છે). સોળ માત્રાની પ્રાસબદ્ધ બે પંક્તિ લલકારી પછી ત્રીજી પંક્તિના પહેલી આઠ માત્રાના ખંડને લહેકાથી લંબાવીને સોળ માત્રાનો બનાવાય. એ પૂરો થતાં સામેથી ઘાંયજો કે બીજો કોઈ 'હરુડો' કરીને સામો પડકારો કરે. એટલે પછી શલોકા બોલનારો ચાલુ લયે એ ત્રીજી પંક્તિ આખી, ચોથી પંક્તિ અને પાંચમી પંક્તિ અરધી લલકારે, સામે વાળો તેને 'હરુડો' લલકારી પડકારો દે અને એ રીતે આખો શલોકો બોલાય.* આને અનુલક્ષીને જ 'શલોખો' શબ્દ 'ભગવદ્ગોમંડલ'માં 'લગ્નોત્સવ વખતે ગોર તરફથી ગવાતું એ નામનું એક જાતનું પ્રશસ્તિકાવ્ય' એ અર્થમાં નોંધાયો છે.

આ સંબંધમાં કેટલાક લેખકોએ અવારનવાર સહેજસાજ નોંધ આપેલી છે:

'વૈષ્ણવ વણિક જ્ઞાતિઓ પૈકી કોઈ કોઈમાં કેટલાંક વર્ષો પૂર્વે શલોકા બોલાવવાનો રિવાજ હતો એમ વૃદ્ધો કહે છે.' (હી. ર. કાપડિયા, 'શલોકાનો સંચય,' ૧૯૪૬, પૃ ૨૯૨,

---

* 'શેરડી છોલંતા આંગળી કપાણી, પાસે બેઠા છે દ્રૌપદી રાણી ચીર...ફાડી...ને. ચીર ફાડીને બાંધ્યો પાટો, સભામાં કરે છે દુર્યોધન વાતો.' આ કેટલાક નમૂનાની પંક્તિઓ છે.

પાદટીપ). 'લૂણાવાડામાં કણબીલોકના વિવાહમાં હજુ પણ આવા શલોકા બોલાય છે.' (છ. વિ. રાવળ, પ્રાચીન કાવ્ય વિનોદ, ભા. ૧ ૧૯૩૦, પૃ. ૧૮૯, પાદટીપ). "શ્રાવકો અને બીજી ઘણી જ્ઞાતિઓમાં શલોકા બોલવાનો ચાલ છે" (મ. બ. વ્યાસ, લાવણ્યસમયકૃત વિમલપ્રબંધ, ૧૯૧૪, પૃ. ૧૬૭). 'યોગરાજે પૂછ્યું કે સલોકા બધી નાતોમાં ભણે છે? વનરાજ કહે, ના શૂદ્રજ્ઞાતિમાં ભણાય છે. બ્રાહ્મણોમાં નથી ભણાતા. વાણીઆથી મોચી સુધી સર્વેમાં ભણે છે.' (મહીપતરામ રૂપરામ, 'વનરાજ ચાવડો', ૧૮૭૬, ૨૦૫-૦૭). આમાં 'વનરાજ ચાવડો'માં સોની જ્ઞાતિમાં લગ્ન સમયે મંડપમાં આવેલા વર તરફથી જાતે અને વળતાં કન્યા તરફથી પણ જાતે બોલાતા સલોકાના નમૂના આપ્યા છે અને આથી 'સલોકો'ના 'વરકન્યાએ પરણતી વખતે સામસામે બોલવાની લીટીઓ' (જોડણીકોશ) એ અર્થનું સમર્થન થાય છે. 'વનરાજ ચાવડો'માં આપેલા સલોકા નીચે પ્રમાણે છે:

(૧) માહેરામાં વર તરફથી ભણાતા સલોકા :-

વર ઘોડે ચઢી મંડપે આવ્યા    નગરલોક સૌ સાજન આવ્યા
સાસુજી તમે તોરણે આવો    વરને થાળ ભરી મોતીએ વધાવો ૧
જુવો જમાઈજી દીસે કેવા    પાટણના મહારાજા જેવા
શોભાગવંતી પહેરી પટોળી    નવરંગી પાંચપટાની ચોળી ૨
ઉપર ઘાટ સોહીએ નવરંગી    ચાર સોહાસણી સાથે ભોળી ૩
આંખડી આંજી અણીઆળી    ટીલી ચોડી ટપકાળી
ગંગા-જમના-નીર ભરાવો    પુત્ર પનોતી પોંખવા આવો ૪
સાસુજી આવ્યાં સોળ શણગાર    પાયે ઝાંઝરનો ઝમકાર
વાંક વીંછવાં ને કારેલી    સોહીએ કંકણુ ને ચંદનચૂડી ૫
કંઠે હાર નેગોદર સોહીએ    બાજુબંધ બેરખા મન મોહીએ
કાને આંગણીઆં ને ટોટી    ઝાલ ઝબુકે નાકે મોતી ૬
સેંથો પૂર્યો સુગંધ ફૂલ    રત્ન જડયા છે બહુ અમૂલ્ય
માથે મોડ ધરીને હીંડી    પોંખી વરને લાખી પીંડી ૭
નાક સાહી વર ઘાટે ઘાલી    કેડે ચડાવી સાસુ ચાલી
માહેરામાં આવ્યા રાજકુમાર    સૌ લોક બોલે જેજેકાર ૮
મસ્તક ખુંપ ધરી વર આવીઆ    તે તો કન્યાને મન ભાવીઆ
સાસરવેલ તમે સર્વ પધારો    એક વરનું વચન મનમાં ધારો ૯
પ્રથમ અમારું પરાક્રમ જોજો    પછી તમારી કન્યા દેજો
વરને આપો જરની પાઘડી    ને મીનાકારી મોજડી ૧૦
હાથે કડાં, સાંકળા    ને કાન તણાં કુંડળ
કોટતણી કંઠી    ને કેડ તણો કંદોરો ૧૧
જાળીવાળો સાવલો    ભગરીવાળો ખુંપ
કેસરતણાં છાંટણાં    કસ્તુરી તણાં ટીલક ૧૨
માહેરામાં સોનાની માંચી    તે દેખી સહુ નારી રાચી
કંસારનું ભાણું, શુભ અખ્યાણું    ગંગાપુજી ઝારી,ઘાટે ઘણી સારી ૧૩
સાતા સાત શેર રૂપાનો ડાબડો,    દોઢ શેરનું ઢાંકણું
એ એ આપી ઇચ્છા પૂરો અમતણી    તો બેટી લઈએ તમ તણી ૧૪

વરની માને મોઘા મુલની પટોળી    તે ઉપર લીલા વસ્ત્રની ચોળી
ઉપર વાની વાનીના ક્રમખા    તે ઉપર મોતી તણાં ઝુમખાં ૧૫
વરની બેનને વણારસી સાડી    તે ઉપર કસબી બુટ્ટાવેલ પાડી
કીનખાબના ક્રમખા    ને મોતનાં ઝુમખાં
વરના બાપને પાઘરી જોડો    વરના ભાઈ ને સોનાનો કંદોરો ૧૬
જાનૈઆને લુગડાં ને સેવકને શેલાં    તે તો આણજો પહેલાં
મારા મહેતાજીને પાંચે વસ્ત્રનો વાઘો    તે ઉતાવળ કરી આપો ૧૭
રત્ન જડિત બાજઠ,    ઢોલીઓ, તળાઇ, તાંબાકુંડી,
ગાય ને વળી ઘોડી,    ઉપર મહીશી જોડી ૧૮
સજોતરીયા રૂપેરી રથ    ને સોનેરી સાજનો ઘોડો
એટલું હોય તો ત્રેવડ કરજો    નહિ તો અમારા સકળ સાજનના
આગળ હાથ જોડો ૧૯

**(૨) સામે કન્યા વડે બોલાતા સલોકા:—**

સાંભળો સાસુજી ચતુર સુજાણ    તમ વહુ તણા કરું વખાણ
રૂપવંતી ને ડહાપણ ઘણું    કુળ દીપાવ્યું તમ તણું ૧
રૂડી વહુ આવ્યાં બારણે    કુળ દીપાવા કારણે
સાંભળો સાસુજી મારી વાત    મંડપમાં થાશે વિખ્યાત ૨
પ્રથમ સોળે શણગાર ઘડાવો    પછી વહુ મોઝાણે આવો
હું લાડેકડી પીએર પનોતી    બાપને ઘેર થઈ છું મોટી ૩
વહુ માગે છે ઝાંઝરજોડ    તેને નાદે પહોંચે કોડ
કલ્લાં લંઘર સાંકળાં તોડા    અણવટ આપતાં વીછવાજોડા ૪
ક ટી મે ખ લા ને કંદોરો    ઘમકે ઘુઘરી ઘોર ઘણેરો
ગલપટો ગોફણી ને માળા    નવસેરો હાર સોનાના વાળા ૫
સાસુજી શણગાર સૌ જાણો    વહુ માગે તે વગે આણો
વહુ માગે છે શિકાં સાર    મોર ચકલી મોતીનો હાર ૬
દામણી ને રળીઆમણી ઝુલ    શોભતાં જોઈએ ફલાફૂલ
વહુ હોંસ કરે છે મોટી    જોઇએ આંગણીઆ ને ટોપી ૭
લાડે કોડે વહુ ઘેર આવી    સસરાસાસુને મન ભાવી
હરખ્યાં સાસુ ને પહોંચ્યા કોડ    જોઈએ ચૂડી કાંકણજોડ ૮
જોઈએ જવ ને રતનચોક    ના કહેશો તો હસશે લોક
કહે કવિજન બીજું શું કહું    સંમત હોય તો લાવજો વહુ ૯
પાંચ પટાનો ઘાઘરોને લીલા ગજનો નેફો    હું પરણી છું ઠાકોર વરને, પગ નહિ મેલું હો
પગ ની પાની કંકાવટી    રાજવૈભવમાં થઇ છું મોટી ૧૦
હું છું મારા બાપની બેટી    ઘીગોળ ખાઈ ને થઈ છું મોટી
ઘીગોળના તો ગળ્યા ગાંઠીઆ    તું શું પરણીશ મુરખ લાંઠીઆ ૧૧
મુરખ વર તો કોઈ નવ જાણે    બેઠો બેઠો ડોકું ધુણાવે
દાદાજી તમે આ શું કીધું    મુરખ વરનું માગું લીધું ૧૨
મારો સસરો દર જાગ દરબાર જાય    ચોતરે બેસી પાન ખાય
પગલા વખત નાસી જાય    પહેરામણી વખત હાજર થાય ૧૩

મારી સાસુ એવી ભોળી શેરની કરે સાત પોળી
માગે તેને લાખે ઢોળી પીરસે તેને હૈયું ચોળી ૧૪
મારા પાનેતર બંને ધોળાં તેનાં રંગાવું ચીરપટોળાં
ચીરપટોળાંની ઘડી નહી ભાગે મારા સરખી કન્યા નહિં લાધે ૧૫
મુરખને કોણ મસ્તક નમાવે ભરી સભામાં માન નહીં પામે
હાથી હોય અંકોશ દીજે ઘોડો હોય તો ચાબકો દીજે ૧૬
વહેલ હોય ખહેડી લીજે સોનું હોય તો કસીને લીજે
રૂપું હોય તો ગાળીને લીજે માણેકમોતીના મૂલ કરી લીજે ૧૭
મણી હોય પારખીને લીજે પણ મુરખ હોય તેને શું કીજે
ઝીણી પીછોડી ખામણ ખાર હું ગોરી વર કાળો કાગ ૧૮
કાળો વર ને મોળું દહીં મુરખ વર કાંઈ બોલે નહીં
મારે બારણે બોરડી, તેનાં મીઠાંબોર મારી સાસુ ઓટલે સુતી, લઈ ગયા છે ચોર૧૯
માચી માચી માચડો ને માચી સોહાગણ પાયા
મારી સાસુ ધન પનોતી બે ઉંદરડા જાયા ૨૦
મારી સાસુ રંગે રૂડી પહેરે રે સોનાની ચૂડી
બહાર જાય ત્યાં લોક વખાણે ઘરના ગુણ તો વહુજી જાણે ૨૧
ઓરડામાં ઓરડો માંહે ભર્યો ઘમાસો
મારી સાસુ ઘરમાં લડે લોક જુવે તમાસો ૨૨
ઓરડામાં ઓરડો માંહે મૂકી તરવાર
મારી સાસુ જમવા બેઠી કઢીની વઢવાડ ૨૩

આમાં કન્યાના સલોકાને તપાસતાં, 'જોડણીકોશ'માં 'સલોકા'નો બીજો એક અર્થ 'સમસ્યા કે મહેણાવાળી પ્રશ્નોત્તરરૂપ કવિતા' એવો આપ્યો છે, તેનું અંશતઃ સમર્થન થતું જણાશે.

આ રીતની માણરામાં વર ને કન્યા તરફથી સલોકા બોલવાની પ્રથા ઓછામાં ઓછી સોળમી શતાબ્દી જેટલી જૂની હતી એનું પ્રમાણ આપણને લાવણ્યસમયકૃત 'વિમલપ્રબંધ'માંથી મળે કે.

પુહતા તોરણિ, જોઈ લોક સીખ્યા સાલા કહિ શલોક
વિમલ વાણિ શ્રવણે સાંભલી ગ્યા સાલા તે દહદિશિ ટલી

(પાંચમો ખંડ, કડી ૯૪)

એટલે કે 'વરઘોડાનાં સાજનમાજન તોરણે પહોંચ્યા. સૌ લોક જુએ છે. એ વખતે વરના સાળાઓ શીખેલા શલોક બોલ્યા. પણ સામે વિમલની પંડિતભરી વાણી (શલોક) સાંભળી હારેલા સાળાઓ દશે દિશામાં નાસી ગયા.'

અહીં વર ને સાળો સામસામે 'શલોક' કહેતા હોવાનો ઉલ્લેખ છે. પછી કાળે કરીને ગુજરાતીમાં ચોપાઈબદ્ધ રચના લગ્નપ્રસંગે બોલવાનો ચાલ અસ્તિત્વમાં આવ્યો હશે.

આ જાતનો ૧૭૭૭ માં રચાયેલા પ્રભુરામ કૃત 'રામવિવાહના શલોકા' આપણને મળે છે. છ. વિ. રાવળ સંપાદિત 'પ્રાચીન કાવ્ય વિનોદ,' ભાગ પહેલામાંથી એ કૃતિ નીચે ઉદ્ધૃત કરી છે:

## પ્રભુરામકૃત રામવિવાહના શલોકા

### (૧)

| | | |
|---|---|---|
| સારસ્વત સ્વામી તુજ પાયે લાગૂં | બુધ ઘણેરી વેગે રે માગૂં | |
| ગુરુ ગોવિંદને પાયે રે સમરૂં | ચરણે જઈને શીશ રે ધરૂં | ૧ |
| અજોધ્યા નગરીમાં દશરથ રાજા | જ્યાંને ઘેરે રામચંદ્ર તાજા | |
| ભાઈ લક્ષ્મણ આગેવાન કહીએ | તેની કળાને મોહીને રહીએ | ૨ |
| ભક્તિનો મહિમા ચતુર્ભુજ જાણે | રામનું નામ પ્રથમ પ્રમાણે | |
| ઘેરે ઘેરે તે ગોહિનીના દીવા | મનગમતા મેવા સહુને સેવા | ૩ |
| સીતા માજીએ અવતાર ધરિયા | તે દહાડાના ત્યાં રામજી વરિયા | |
| સીતા માજીની જનેતા બોલ્યાં | આદ્ય પૂર્વનાં કર્મ ત્યાં ખોલ્યાં | ૪ |
| ચાર ખંડના કાગદ લખાવો | ધરતી ધરતીના રાજા તેડાવો | |
| છેટે પછવાડે ડેરા કરાવો | ... ... ... ... | ૫ |
| લંકાનો રાજા રાવણ ત્યાં આવે | હુંકાર કરતો કટક બહુ લાવે | |
| જાનકી વરવા આવ્યા કૈં શૂરા | શૂરામાં શૂરા નથી આવ્યા પૂરા | ૬ |
| છાનાં કાગદીઆ સીતા મોકલાવે | દશરથના કૂંવર કાગદ ઉકેલે | |
| કાગદ દીઠે તે વહેલા પધારો | જનકકુંવરીનાં કામ સુધારો | ૭ |
| ઘોડા ઉપર જીન ચડાવો | સામગ્રી સર્વે લઈને આવો | |
| અંતરજામીની વાતો અનેરી | બળવંતા ઘોડા લાવ્યા નફેરી | ૮ |
| સોનાના મુદ્રા હીરમાં જડિયા | રેશમની ગાદીઓ મશરૂના તકિયા | |
| રામજીના ઘોડા અધ્ધર બિરાજે | બારે જોજન તે ઉફરા છાજે | ૯ |
| ધોળી ધજા લક્ષ્મણની રૂપેરી સાજે | ચઢયા વીર, કેસરીયા વાગા, ત્રંબાળુ બાજે | |
| -લક્ષ્મણ આવી ત્યાં ચરણે બિરાજે | ... ... ... ... | ૧૦ |
| સૂરજનું તેજ, લક્ષ્મણનું તેજ | તેજમાં તેજ ચાલ્યા મહારાજ | |
| લીલે પીળે લક્ષ્મણ ચડિયા | કાપડી–વેશે રામ પરવરિયા | ૧૧ |

### (૨)

| | | |
|---|---|---|
| દળવાદળ ત્યાં મહાદળમાં ભળિયા | પોતપોતાના ડેરે જઈ પડિયા | |
| રાજા ઉમરાવત સજીને આવ્યા | દશરથના કુંવર સીતાને ભાવ્યા | ૧૨ |
| રામ લક્ષ્મણના ત્યાં તંબૂ તણાયા | ચોગડદે ફરતા ડેરા કરાયા | |
| રામલક્ષ્મણ ત્યાં છેવાડા જાવે | હાથણી ત્યાં કળશઢું પાવે | ૧૩ |
| રામલક્ષ્મણ ત્યાં આવીને ધરિયા | નગરના લોક ત્યાં જોવાને મળિયા | |
| લોક કહે છે જે હાથણી ચૂકી | હવે વિવાહની વાતો રોકાણી | ૧૪ |
| હસીએ જઈ માતાને કહિયૂં | માતાના મનમાં હરખ જ થાયું | |
| બાણ ચઢાવે સુજને વરે | ત્રણ લોકમાં નામના કરે | ૧૫ |
| રાવણ આવ્યો દશ હાથ ચગદાણા | ... ... ... ... | |
| ગતા રે ભાઈ હીરા પડા પાછો ફરિયો | પંચે મળી વિચાર કરિયો | ૧૬ |
| રામલક્ષ્મણને આવ્યા તેડાવો | જેની કળાનો પાર ન પાવો | |
| પોતે આવ્યા ત્યાં દીસે રૂપાળા | શોભિતા વાગા ઝાકઝમાળા | ૧૭ |

કસણી કોર સોનેરી ઝળકે    સીતા આવ્યા ત્યાં ઝાંઝરને ઝ(ખ)ળકે
બાણુ લીધૂં ને કર શું ચડાવ્યૂં    નગરનું લોક ત્યાં જોવાને આવ્યૂં ૧૮
ધરતી ધ્રુજે ને શેષનાગ કંપે    નદીનાં પાણી ત્યાં સાગરમાં ભળિયાં
લાલપીળા ત્યાં વાંસ વઢાય    મોતીયાં કેરા તોરણ બંધાય ૧૯
ચાર ખંડના મંડપ રચાય    સુંદરી સર્વ ત્યાં મંગળ ગાય
માહ્યરામાં તે રામ પધાર્યા    હરિજીના પાય જનકે નવરાવ્યા ૨૦
વશિષ્ટ ગુરુએ પરણાવી લીધા    રામે રાવણ શું રોષ જ કીધો
દશરથના કુંવર મહેલે બિરાજે    જોજે રાવણ તૂં લંકા નહીં છાજે ૨૧
ઘણઘણા રાજા હર્ષે ભરાય    રાવણ વિકળ થઈ શોકમાં જાય
રામચંદ્રજી આવ્યા અજોદ્ધા–માંહ્ય    વળાવ્યાં માતા સીતાજી ત્યાંહ ૨૨
શોભિતા વાગા સીતાને ભાવ્યા    ... ... ... ...
પ્રભાતે ઉઠી કટક સઉ જાય    સંવત અઢાર ચોત્રીસા માંહ્ય ૨૩
સાતવિશામાં સાહેરૂ ગામ    તેમાં પ્રભુજી રામનું નામ
દાસ પ્રભુજી કહે શલોકો    એકે તે મને સાંભળજો લોકો ૨૪
જેને સાંભળે પાવન થઈએ    ઘર મૂકીને સાંભળવા જઈએ
સંતોની સેવા મોટો મહિમા    પરણીને પધાર્યાં સીતા ને રામ ૨૫

આ અંગેની પ્રાચીન પ્રથા તેમ જ હાલમાં મારવાડમાં પ્રચલિત છે તે પ્રથા વિશે અગરચંદ નાહટાએ તેમના 'રાજસ્થાની સલોકે ઔર ઉનકી પરંપરા' નામક લેખમાં સારો પ્રકાશ નાખ્યો છે. તેનું ભાષાંતર નીચે આપ્યું છેઃ

### રાજસ્થાની સલોકા અને તેમની પરંપરા (અગરચંદ નાહટા)

રાજસ્થાન તેમજ ગુજરાતમાં વિવાહ સમયે વર અને જાનૈયાઓ દ્વારા સલોકા (દેવીદેવતાઓના એક વિશેષ પ્રકારના ગીત) કહેવાની પ્રથા છે. શહેરોમાં તો હવે એ રિવાજ ઓછો થતો જાય છે, પણ ગામડાંમાં હજી પણ પ્રચલિત છે. એની પરંપરા કેટલી પ્રાચીન છે, એનું પૂર્વકાલીન રૂપ શું હતું, વર્તમાન સલોકાનો વિકાસ ક્યારથી અને કઈ રીતે થયો—આ સંબંધે પ્રસ્તુત લેખમાં વિચાર કરવામાં આવે છે.

મુનિ લાવણ્યસમયના 'વિમલપ્રબન્ધ' ગ્રંથથી આ પરંપરાની પ્રાચીનતા સોળમી શતાબ્દીની પહેલાની સિદ્ધ થાય છે, એ પ્રબંધમાં વિમલ મંત્રીના વિવાહપ્રસંગે વર તોરણ પર પહોંચતાં સાળાથી પ્રેરિત થઈને વર શ્લોક બોલતો હોવાનો ઉલ્લેખ છે.

પંદરમીસોળમી સદીના પ્રારંભમાં વર વડે સલોકા કઈ રીતે કહેવાતા હતા એના ઉદાહરણરૂપ એક રચના સંશોધન કરતાં સદ્ભાગ્યે અને મળી ગઈ છે. એ પ્રમાણે સોળમી શતાબ્દીમાં વર પોતાના સાળાને સંબોધીને આરંભમાં પોતાના આરાધ્ય દેવ, ગુરુ, કુલ-દેવી, ગોત્ર, માતાપિતા, નગર, તત્કાલીન શાસક, તેની સભા અથવા પરિકર તથા તોરણ વગેરેનું વર્ણન કરતા સલોકા કહેતો. મળેલી રચનાના અંતમાં ગણેશ તથા સરસ્વતીને સુખ આપવાનાં વરદાન દેવાની પ્રાર્થના કરવામાં આવી છે. વચ્ચે વિવાહમંડપ, કન્યાની પ્રાપ્તિ અને સાળાનું કૂતૂહળ પૂરું કરવા વગેરેનો ઉલ્લેખ છે. આથી અત્યારે 'સલોકા' નામે ઓળખાતી રચનાઓનું પૂર્વરૂપ જાણવામાં આવે છે. પ્રસ્તુત લેખમાં એ પ્રાચીન શ્લોકરચના પણ આપવામાં આવે છે.

'સલોકા'નો મૂળ શબ્દ 'શ્લોક' છે. લોકભાષામાં 'સલોકા' કે 'સિલોકો' શબ્દ પ્રચલિત થઇ ગયો છે. તેની રચનાનું પ્રારંભિક કારણ વરના શિક્ષણ તેમ જ બુદ્ધિની પરીક્ષા લેવી એ હશે. જ્યારે વર વિવાહ માટે સાસરે જતો, ત્યારે તોરણ ઉપર એના શિક્ષણ અને બુદ્ધિની પરીક્ષા લેવા માટે સાળા વડે કેટલાક શ્લોક બોલાઈને વરને કેટલાક વર્ણનાત્મક શ્લોક બોલવા માટે પ્રેરવામાં આવતો અને તેના ઉત્તરમાં વર કેટલાક શ્લોકોમાં પોતાના વંશ વગેરેનો પરિચય આપીને પોતાની પ્રતિભાનો પરિચય કરાવતો. આ લેખની સાથે અપાતી રચના ઉપરાંત ખરતરગચ્છના શાંતિસાગરસૂરિ તથા જિનસમુદ્રસૂરિના પ્રવેશઉત્સવ વગેરેના વર્ણનવાળી બે રાજસ્થાની ગદ્યની વિશિષ્ટ રચનાઓ પણ મને મળી હતી. એમને 'રાજસ્થાની' નિબંધમાલા ભાગ બીજામાં હું પ્રકાશિત કરી ચૂક્યો છું. એમની પંક્તિઓનો આરંભ પણ 'અહો શાલક!' એવા શબ્દોથી કરાયેલા સંબોધનથી થાય છે. એટલે એ પણ વિવાહપ્રસંગે વર વડે સાળાને સંબોધીને બોલાતી શ્લોકરચનાના રૂપમાં બનાવાઈ હોય એમ જણાય છે. જેસલમેરના મોટા જ્ઞાનભંડારના ફૂટકળ પાનાંમાં જિનભદ્રસૂરિ તથા તેમના શિષ્ય જિનચંદ્રસૂરિની એવી બે વર્ણનાત્મક કૃતિ મારા જોવામાં આવી હતી. આ કૃતિઓની રચના વરોએ નહીં, પણ તેમના તોરણ પર બોલવા માટે જૈન મુનિઓએ કરી હોવી જોઈએ. બધા વરો કોઈક નવી રચના કરે એવા નથી હોતા, એટલે એવી રચનાઓ યાદ રાખી લેતા અને ગોખેલી રચનાઓ પ્રસંગ પર બોલી પોતાનું કામ કાઢી લેતા. આજકાલ પણ એવું જ થાય છે. હવે સલોકા વર પોતે નથી બોલતો, જાનૈયા ને માંડવિયા એ બંને સંબંધી લોકો પરસ્પર સલોકાની હોડ લગાવે છે. વરપક્ષના જાનૈયાઓને અથવા વરના કુટુંબીઓને સલોકા બોલતા ન આવડે તો તેમની હાંસી થાય છે અને તેમને નીચું જોવું પડે છે. સત્તરમી શતાબ્દીથી સલોકાની રચનાશૈલીમાં ફેર પડી ગયો. ત્યારથી આવા સલોકાને માટે એક છંદ રૂઢ જેવો થઈ ગયો. ત્યારથી સંસ્કૃતમાં શ્લોકરચના કરવાને બદલે એ રૂઢશૈલીમાં સલોકા બનવા લાગ્યા. અઢારમી શતાબ્દીમાં આ પ્રથાઓ વળી વધુ પ્રચલિત થઈ અને ઓગણીશમીમાં તો જોરશોરથી અનેક રચનાઓ થઈ. અત્યાર સુધીમાં લગભગ સો કે ઉપર જૈન–જૈનેતર સલોકા મારા જાણવામાં આવ્યા છે. વીશમી શતાબ્દીમાં પણ અનેક સલોકા રચાયા તેમ તેના સંગ્રહગ્રંથ પણ પ્રકાશિત થયા.

જૈન મુનિઓએ આ પ્રકારની રચનાઓના નિર્માણ તરફ ઘણી રુચિ દેખાડી... સલોકા રાજસ્થાની ભાષામાં વિશેષ પ્રમાણમાં બનાવાયા છે તેથી સલોકા બોલવાની પ્રથા રાજસ્થાનમાં જ વિશેષ પ્રમાણમાં હોય એમ જણાય છે. ગુજરાતી ભાષાના થોડાક જ સલોકા મળે છે.

... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

આ સલોકાઓમાં દેવીદેવતાઓ તેમ જ વીરોનું ગુણવર્ણન જ મુખ્ય છે. એમને બોલવાની એક વિશેષ લય છે. ઊંચે સ્વરે જ્યારે એ લયમાં સલોકા બોલાય છે, ત્યારે સાંભળવાવાળા ખૂબ ઉત્સુકતાથી એકી ટશે એ સાંભળતા હોય છે. કેટલાયે સલોકામાં વીરરસની પ્રધાનતા હોય છે. એથી એ સાંભળતાં હૃદય થડકી ઊઠે એ સ્વાભાવિક છે. પણ બીજા સલોકાયે મહાપુરુષ સંબંધી હોવાથી તેમાં ચરિત્રોનું ચમત્કારિક વર્ણન આવે છે અને એથી તે લોકપ્રિય હોય છે. [રાજસ્થાની ભાષાના છંદોગ્રંથ [સંછકૃત] 'રઘુનાથ રૂપક'માં સલોકાની શૈલીને ગદ્યનો જ પ્રકાર [ગદ્યબંધ વચનિકાનો એક ભેદ] માન્યો છે. તેમાં તેનું ઉદાહરણ આ પ્રમાણે આપ્યું છે:

*બોલે સીતાપત ઇસડી જી વાંણી સુરનર નાગાં નૈ લાગૈ સુહાંણી
સેસાજલ હણુમંત જિસહી સરસાઇ વીરાં અવરાંરી કીધી વડાઇ
ધનુધર રા વાયક સાંભલ જોધારા પોરસ અંગાંમેં વધિયો અણપારા
પુણ્યૈ કર જોડી જીતબ ફલ પાયો માનૈ શીખાવંદ છતરો ફુરમાયો

સત્તરમી શતાબ્દીથી લઈ ને અત્યાર સુધીમાં રચિત બધા સલોકા આજ શૈલીમાં રચાયેલા છે.

પ્રાચીન શૈલીનો પરિચય કરાવવા માટે સોળમી શતાબ્દીવાળી શ્લોકરચના અહીં આપવામાં આવે છે. તેમાં બૃહદ્ગચ્છ, પૂર્ણભદ્રસૂરિ, કુલદેવી, સુરાણુવંશ, તીલ્હા, ધનશ્રી, સુલતાન મહમ્મદ, આદિ નામ ઐતિહાસિક છે.'

**અગરચંદ નાહટા પ્રકાશિત પંદરમી શતાબ્દીની એક વિશિષ્ટ વર-પરિચય શ્લોકરચના**

यन्नाममंत्रस्मरणेन अन्याः स्वर्गापवर्गश्रियमाश्रयन्ति ।
जिनेश्वरास्ते सुरवृन्दवन्द्याः कुले मदीये परिपूजनीयाः ॥ १ ॥

અહો શાલક! જેહનઇ નામ-મંત્ર-સ્મરણ-પ્રભાવિ કરિઉ પુણ્યવન્ત જન સ્વર્ગ અનઇ મોક્ષ-લક્ષ્મી પાવઇ. સુરાસુર-વંદિત-ચરણ, ત્રિભુવન કિહી અલંકરણ, મુક્તિલક્ષ્મી-સ્વયંવર, ચઉવીસ જિનેશ્વર. માહરઇ કુલિ પૂજિયઇ. ૧.

बृहद्गणाम्भोनिधिपूर्णचन्द्रः समग्रविद्यास्पदमस्ततन्द्रः ।
प्रज्ञापराभूतसुरेन्द्रसूरिः गुरुर्मम श्रीप्रभुपूर्णभद्रः ॥ २ ॥

અહો શાલક! બૃહદ્ગણુ ઇસઉ નામિ, જુ ગચ્છુ તેઉ જિ સમુદ્રુ, તેહની વૃધ્ધિ કરિવા પૂર્ણચન્દ્ર સમાન; વિદ્યા-વિનોદ કરિઉ પંડિતજન-મધ્યિ લબ્ધ-માન; જિન-શાસન-મંડન, દુર્વાદિ-મદ-ખંડન; બુદ્ધિ કરિઉ બૃહસ્પતિના જૈતવાર, ગુણ-ગણ-સાગર શ્રી પૂર્ણભદ્રસૂરિ ભટ્ટારક મદીય ગુર જયવંત વર્ત્તઇં. ૨.

विपक्षपक्षव्यतिभेदभल्ली मनीषितप्रापणकल्पवल्ली ।
सुरीशतैः सेवितपादपद्मा देवी सुसाणे कुलदेवता मे ॥ ३ ॥

અહો શાલક! 'વિપક્ષ' ભણિયઇં 'વૈરી,' તેહના પક્ષ ભેદિવા તીક્ષ્ણ-ધાર ભલ્લી; મનોવાંછિત-પદાર્થ-સાર્થ પૂરિવા કલ્પવલ્લી; દેવી-શત-સેવિત-પાદ-યુગલ, અતિ સકલા મહિષાસુર-માન-મર્દની, પુત્ર-પૌત્રાદિ-વૃદ્ધ-જનની શ્રી સુસાણે કુલદેવી અમ્હારઇં કુલિ પુજિયઇં. ૩.

'सूरोव' नाम मम निर्मलमस्ति गोत्रं, तील्हाभिधः समजनिष्ट पितामहो मे ।
धन्याशयो धनपतिर्जनको मदीयो माता तथा शीलधना धनश्री ॥ ४ ॥

અહો શાલક! પુરુષરત્નતણઉ રત્નાગરુ, સકૃતતણઉ આગરુ, આનંદિત-નાગરુ, પરોપકારવિષઇ ઉજાગરુ, 'સૂરોવા' ઇસઇ નામિ ગોત્રુ માહરઉ ખ્યાતિ પામઇ; અનઇ પુણ્યનઇ વિષઇ ધૃતોત્સાહુ, મહાબાહુ, પ્રતિપક્ષ-ચંદ્ર-કવલન-રાહુ, સંઘાધિપતિ શ્રી

*આ નમૂનો ૨૦ માત્રાના છંદમાં નિબંદ્ધ છે એ ધ્યાનમાં રહે. 'રઘુનાથરૂપક'માં આપેલું સલોકાનું સ્વરૂપ નીચે આપેલા નમૂનામાં જે પ્રાચીન ગુજરાતી ગદ્યવિલાસ છે, તેમાં જ જોઈ શકાય છે, જ્યારે 'રઘુનાથરૂપક'માં આપેલો નમૂનો તો છંદોબદ્ધ જ છે.

અમુકઉ સાહુ, મદીઉ પિતા (? પિતામહ) હુવઉ; અનઇ પવિત્ર-ચરિત્રુ, સપ્તક્ષેત્રિ વ્યયી-કૃત-નિજ-વિત્તુ, ઔદાર્ય-ગાંભીર્ય-પ્રભૃતિ-ગુણગણ-કલિતુ, સુખ-લલિતુ, બહુમતિ અમુક સાહુ મદીઉ પિતા; તથા નિર્મલ-શીલ-સહિત, સતી-જન-મહિત, પરિવાર-હિત, સુકૃત-સમાશ્રિત, અમુકી ઇસઇ નામિ માહરી માતા વર્તઇ. ૪.

वेगेन यस्तर्जितवैनतेयो रूपेण रैवंत इवातिक्रान्तः ।
सुवर्ण-पल्याण-विराजिताङ्गस्तुरङ्गमः सेष (?) विभाति तुङ्गः ॥ ५ ॥

અહો શાલક! વેગિ કરિઉ જિણિ ‘વૈનતેઉ’ ભણિયઇ ‘ગરુડુ,’ સુ જીતઉ; રૂપ કરિઉ જુ જાણિયઇ કિરિ સાક્ષાત્ રેવંતુ દેવતા; સુવર્ણમઇ પલાણુ કરિઉ રાજમાનુ, સર્વ-લક્ષણુ-પ્રધાનુ, સુરંગુ અતિતુંગુ, સુ એઉ ચંગુ તુરંગમુ સોભઇ. ૫,

कुङ्कुमोदकनिवारितरेणुः प्रेक्षणादिकुतुकाकुललोकः ।
स्मेरपुष्पसरसौरभभव्यो राजमार्ग इव राजति सेषः (?) ॥ ६ ॥

અહો શાલક! કુંકુમ-મિશ્રિત-જલ-આછટાચ્છોટ-નિકરિ કરિ ઉપશમિત-રેણુ-પૂરુ; વિવિધ-વસ્તુ-સંકુલ-વિપણિ-શ્રેણિ-પતાકા-સહસ્ર-સમાચ્છાદિત-સ્વરુ; પેખણા-ચાચરિ-ગીત વાદિત્ર પ્રમુખ જિ કૌતુક-શત, તીણિ હર્ષિત-લોકુ, દૂરીકૃત-શોકુ, વિકસ્વર-પુષ્પ-પ્રકટ કરિઉ સુગંધુ, સ્વર્ગતણઉ બંધુ, ઇસઉ રાજમાર્ગુ સોભઇ.

अभ्रंलिहो यत्र विभाति कीर्तिस्तम्भः स्वयं मेरुरिवाभ्युपेतः ।
द्रष्टुं श्रियं सा शक्र--राजधानी दिल्लीपुरी कस्य न वर्णनीया ॥ ७ ॥

અહો શાલક! જેમ મધ્યિ ગગન-લગ્ન-શિખરુ; આચ્છાદિત-સહસ્રકરુ, કીર્તિસ્તંભુ સોભઇ; જાણિયઇ કિરિ અદ્ભુત લક્ષ્મી દેખિવાનઇ કારણિ મેરુપર્વતુ આપુણપઇ આવ્યઉ છઇ; જેહ મધ્યિ કૈલાશપર્વત-સંકાસુ શ્રી પેરોજસાહિ ખુંદઆલમ-તણઉ આવાસુ ઉલ્લસઇ; જીહા સ્વર્ગ-સમાન સેરી, કોટ-મધ્યિ પુણ્ય-લોક-સંકુલુ મણિક-ચઉકુ વર્તઇ; ઇસીઇ ઢિલ્લીપુરી કોણુ કિહી ન વર્ણનીય? ૭.

मध्यनिर्मितमनोहरवेदिः प्रेक्षणादिक-कुतूहलपूर्णः ।
गीतलीनतरुणीगणरम्यः स्वर्गखंड इव मंडप एषः ॥ ८ ॥

અહો શાલક! જેહનઇ મધ્યિ ચહૂં દિસિ નૂતન વેહિ જવારા કરિઉ મંડિત, લક્ષ્મી કરિઉ અખંડિત, ચઉરી ચતુર-ચિતુ ચોરઇ; પ્રેક્ષણીય-પ્રમુખ-કુતુ-હલ-સંકુલુ; ધવલ-મંગલ-ગીત-ગાન-તત્પર-સુંદરીજન-મનોહરુ; વિચિત્ર-પવિત્ર-ચંદ્રોદય-સહિતુ સ્વર્ગખંડ-વિજિત્વરુ, મંડપુ સોભઇ. ૮.

शिरःस्फुरत्केतुकरच्छलेन मुहुर्मुहुर्दर्शयितुं श्रियं स्वाम् ।
शङ्के यदाकारयतीव देवान् तत्तोरणं पश्यति को न हर्षात् ॥ ९ ॥

અહો શાલક! ઉપલઇ ગમઇ, પવન-ચંચલ-પતાકા તેઉ જુ કર, તીણિ કરિઉ આપણી લક્ષ્મી દિખાલિવા નઇ કારણિ, જાણિયઇ કિરિ સ્વર્ગવાસિયા દેવ કિહી જુ તેડઇ છઇ, તેઉ કંદર્પ-ધનુષ-સન્નિભુ, વંદુરવાલ-સુંદરુ, જગર્જન-ચિત્ત-ચોરણુ તોરણુ હર્ષિ કરિઉ કોણુ ન દેખઇ? ૯.

मुक्तात्मवन्निर्मलतामवाप्तो मुक्तामयो दीव्यति सैष हारः ।
भालस्थले सज्जनवत्सुवृत्तो विशेषकश्चापि विशेषरम्यः ॥ १० ॥

અહો શાલક! મુક્તા નિ (? જિ) આતમા, તીહ તણી પરિ નિર્મલ-પણઇ અલંકૃતુ, શ્રૃંગાર-સારુ, અતિ સ્ફારુ, વર્તુલ-સગુણ-સ્થૂલ-મુક્તાફલ-મયુ હારુ, મદીય કંઠિ શોભઇ; અનઇ સજ્જનતણી પરિ સુવૃત્તુ, વિશાલ-ભાલ સ્થલ-સ્થિતુ, સુવર્ણ-ઘટિતુ, રત્ન-જટિતુ, કંદર્પ ભૂપતિ-સિંહાશન-સદૃસુ તિલકુ રાજઇ. ૧૦.

विवाहमुख्यान्यखिलानि येन सिध्यन्ति कार्याणि शरीरभाजाम् ।
जगज्जनस्याप्यति वल्लभो यो द्रम्मः स किं वर्णयितुं न योग्यः ॥ ११ ॥

અહો શાલક! જિણિ કરિઉ વિવાહ, ભોજનવાર, તીર્થયાત્રા, સંઘ, પૂજા, દીનોદ્ધાર પ્રમુખ સમગ્ર કાર્ય પ્રાણિયાતણા સીઝઇ, તેઉ જગજ્જન કિહી અતિવલ્લભુ, લક્ષ્મીતણઉ અધિષ્ઠાતુ, પરિપૂર્ણીકૃત-કામુ, દ્રામુ કિસઉં વર્ણઇવા નહીં યુક્તઉ? ૧૧

शृङ्गारमङ्गे विरचय्य चङ्गे निवेश्य मातः करकङ्कणे च ।
लिप्त्वा धरामासनमर्पयित्वा विधीयतां मांगलिकं वरस्य ॥ १२ ॥

અહો શાલક! હે શ્વશ્રુ! સ્ફાર હાર, કણયકંકણ, રત્નમય પદક, મુદ્રિકા પ્રમુખ આભરણિ કરિઉ શૃંગારુ કરિઉ નઇ; શીતલ-જલ-ભૃતુ કરવઉ હાથિ લેઉ નઇ; પવિત્રિ ગોમય કરિઉ ગૃહલી દેઇ નઇ, તેહ ઊપરિ આસતું માંડિઉ નઇ, જેહ કિહી તુમ્હિ આપણી દીધી કરી દીધી, તેહ કિહી માંગલિકુ કરહુ. ૧૨.

प्रमोदतः क्षोणिभुजोऽपि यस्याः कुर्वन्ति पाणिग्रहणाय यत्नम् ।
सुकोमलाङ्गी सरला शलाका बालेव नो कस्य मनो धिनोति ॥ १३ ॥

અહો શાલક! જેહ શલાકા લેવાનઇ કારણિ નિરેશ્વર ઇ બેઉ કર પ્રસારઇં, તેય સુકોમલ સરલ શલાકા નવયૌવન બાલાતણિ પરિ કઉણનઉં ચિત્તુ ન પ્રીણઇ. ૧૩,

यदप्यदः सीसकनिर्मिताङ्गं तथाऽपि कर्णाभरणं तदेतत् ।
दीपप्रभापिञ्जरितं बिभर्ति स्वर्णभ्रमं मुग्धजनाशयेषु ॥ १४ ॥

અહો શાલક! એય ત્રાટી યદ્યપિ સીસાની ઘડી, તથાપિ દેદીપ્યમાન-દીપતણી પ્રભા કરિઉ પિંજરિત-વર્ણ છતી મુગ્ધજનતણઇ મનિ સુવર્ણભ્રમુ ઉપજાવઇ. ૧૪.

आविर्भवद्बहुविधभंगि मनोहरांगी विद्वज्जनैरपि घनस्पृहणीय-भावा ।
द्वेधाऽपि ते चतुर संप्रति चातुरीयं कं न प्रमोदयति सादरमीक्ष्यमाणा ॥ १५ ॥

અહો શાલક! વિરચિત જિ અનેક વિચ્છિત્તિ, તીણિ કરિઉ મનોહર રૂપ, વિદ્વાંસ કિહી અભિલષણીય, એક તાહરી ચાતુરી અનઇ બીજી ચાઉરિ (? ચાઉરિ=ગાદી?) કવણ કિહી પ્રમોદુ ન દેઇ? ૧૫.

तप्तं तपः साधुजनाय दत्तं दानं स्मृता पञ्चनमस्क्रिया च ।
सत्तीर्थयात्रा विहिता च तेन पुण्येन लब्धा भवतः स्वसेयम् ॥ १६ ॥

અહો શાલક! મઇ પૂર્વિલઇ ભવિ નિર્મલુ બારભેદુ તપુ કીધઉ; ચારિત્રિયા તપોધન કિહી ભાવનાપૂર્વકુ દાનુ દીધઉ; અનઇ જિનશાસન-સારુ, પંચ-પરમેષ્ઠિ-નમસ્કારુ સ્મરયઉ;

શ્રી શત્રુંજય–ગિરિનાર–સરિખઇ તીર્થિ જાઇઉ; શ્રી વીતરાગ પૂજ્યા; તીણિ પુણ્યિ કરિઉ એઇ તાહરી બહિણ લીની ૧૬.

नालिकेर–शतमेकमानय तत्र पूग–शतपञ्च तथैव।
शालक प्रचुर–काव्य–संचयैः पूरयामि तव कौतुकं तथा ॥ १७ ॥

અહો શાલક! જઇ કિમઇ મુઝ રહઇં નાલિકેરનઉ સતુ, અનઇ પાન–ફોફલના પાંચ સય, ઢોયણી કરઇ, એક મડિ દિયઇ; તઉ હઉ સર્વ–લોક–સમક્ષ અનેકિ સિલોકિ કરિઉ આપણા શાલકનઉ કુતૂહલુ [પૂ]રવઉ. ૧૭.

प्रभां दधानं महिमा–निधानं मन्त्र–प्रधानं परमं विधानम्।
श्रेयोनिदानं कृतसौख्यदानं तं वर्णयेऽहं परमेष्ठिमन्त्रम् ॥ १८ ॥

અહો શાલક! સકલ–પ્રભાવ–તણઉ આગરુ, આનંદિત–સર્વ–નાગરુ, ગરુવ મહિમા-નઉ સાગરુ; સિદ્ધાંત–તણઉ સારુ, ઉત્તારિત–નિઃશેષ–સંસારુ, સર્વ–સંપદ–મંગલ–તણઉ કૃત–વિસ્તારુ, કલ્પવૃક્ષ–ચિન્તામણિ–કામધેનુ–નઇ (? ઉ) અવતારુ, અષ્ટ–મહાસિદ્ધિ–નવ-નિધિ તણઉ કુલહરુ, ઇસઉ મહામંત્રુ નવકારુ વર્ણ્યમાનુ અનેક સુખસમૃધ્ધિ નીપજાવઉ. ૧૮

कल्याण–माङ्गल्यकरं सरङ्गं श्रीकण्ठगौरीभवमेकदन्तम्।
लम्बोदरं विघ्नविनाशकं तं गणाधिपं शालक वर्णयामि ॥ १९ ॥

અહો શાલક! કલ્યાણ–મંગલ–કારણુ, ઇશ્વર–ગૌરી અહોદની (?) તણઉ પુત્રુ, સદાચારિ કરી પવિત્રુ, એકદંતુ, લંબોદરુ, ફરુસપાણિ, મૂસાવાહનુ, મોદક–ભૃત–પાત્ર-મંડિત–હસ્તુ, વિઘ્ન–નિવારણુ, સકલ હી કાર્યે કુશલ–કારણુ, ઇણિ વિવાહ–મહોચ્છવિ ઇસઉ શ્રી વિનાયકુ ગણેસરુ અનેક સુખ દિયઉ. ૧૯.

यस्याः प्रसादेन जनोऽपि सद्यः सम्पद्यते सत्कविचक्रवर्ती।
हंसासना पुस्तकवीणहस्ता सरस्वती कस्य न वर्णनीया ॥ २० ॥

અહો શાલક! જેહ પરમેશ્વરી વાગ્વાદિની ભગવતી નઉ પ્રસાદ લવલેસ-માત્રુ પામિ નઇ જડુ પુરુષ કવિહિ માંહિ ચક્રવર્તી નીપજઇ; અનવદ્ય ગદ્ય, પદ્ય, વિદ્યા–વિનોદિ કરી અનેક કોવિદ નઈ મનિ પ્રમોદુ કરઇ; સ એવંવિધ હંસવાહન, શ્વેત–દુકૂલ–વસન, પુસ્તક–વીણા–કમંડલુ–જાપ્યમાળા–મંડિત–કર–કમલ, કમલિ બઇઠી થકી શ્રી સારદાદેવી વરદાયિની નીપજઉ. ૨૦.

समस्त–भूपालगजेन्द्रसिंहश्चतुर्दिशं शांकव्य (?) नरेन्द्र–कीर्तिः।
महम्मदसाहिं नृप (?) वर्णयामि जानीहि भूमिं खलु रत्नम् (?) ॥ २१ ॥

અહો શાલક! સકલ–વૈરીસમૂહનુ માન–મર્દનુ સિંહાવતારુ, દાનવંતુ તેજસ્વી, ઉચિત (?) ચક્રવર્તી, એકાંગ–વીર, પ્રજા–પ્રતિપાલકુ, આ સમુદ્રાંકુ (ક)–પૃથ્વી–પાલકુ, ઇસઉ શ્રી સુરતાનુ મહમ્મદસાહિ વર્ણુંતા સોહઇ. ૨૧.

## આ પ્રકારની અન્ય રચનાઓ

આ પ્રકારના બીજા થોડાક નમૂના પણ પ્રકાશમાં આવ્યા છે. ભઁવરલાલ નાહટાસંપાદિત 'દો પદ્યાનુકારી કૃતિયેં' 'રાજસ્થાની,' ૨, ૨, (૮૦–૮૬) એ ખરતરગચ્છીય જિનસમુદ્રસૂરિ અને શાંતિસાગરસૂરિને લગતી 'અહો શ્યાલક' સંબોધનવાળી બોલી સ્વરૂપની, સોળમી શતાબ્દીના આરંભની રચનાઓ છે. ભો. જ. સાંડેસરાસંપાદિત 'વર્ણક-સમુચ્ચય'માં "'અહો શ્યાલક બોલિ' વર્ણક" એવા શીર્ષક નીચે ઈ. સ. ૧૫૭૩ થી ૧૬૦૫ વચ્ચે રચાયેલી એક કૃતિ આપી છે. તેજ ગ્રંથમાં આપેલી 'ગુજરાતી સુલતાનોનું પ્રશસ્તિકાવ્ય અને અમદાવાદનું વર્ણન' નામક બીજી એક કૃતિમાં (આરંભમાં પદ્યો, પછી પ્રાસબદ્ધ આલંકારિક ગદ્ય, અંતે પદ્યો) પણ ગદ્યખંડનો આરંભ 'અહો વર!' એવા સંબોધનથી થયો છે અને અંતે 'અહો શ્યાલક બોલિ' એવો નિર્દેશ છે. 'અહો શ્યાલક બોલિ વર્ણક' સંબંધે શ્રી સાંડેસરાનું પ્રાસ્તાવિક વક્તવ્ય આ પ્રમાણે છે:

"જૂના સમયમાં ગુજરાત અને રાજસ્થાનમાં વિવાહિત પુરુષની બુદ્ધિની પરીક્ષા એના શ્વશુરપક્ષનાં સગાં સમસ્યાઓ આદિ દ્વારા કરતાં હતાં, અને હજી પણ કોઈ કોઈ સ્થળે એ પ્રથાના અવશેષો છે. 'અહો શ્યાલક બોલિ' જેવી સાળાને સંબોધાયેલી રચનાઓ એ લોકરૂઢિને કાંઈક સાહિત્યિક સ્વરૂપ આપીને રચાઈ જણાય છે. પ્રસ્તુત કૃતિમાં પહેલાં ગણેશ અને સરસ્વતીનું સ્મરણ કર્તા કરે છે; નવકારમંત્રનું માહાત્મ્ય વર્ણવે છે. પછી સાસુના શણગાર વર્ણવ્યા છે. પછી...પાટણનું સંક્ષિપ્ત વર્ણન આપ્યું છે...એ પછી ગુજરાતના તત્કાલીન પાટનગર અમદાવાદનું અને રાજ્યકર્તા અકબરનું વર્ણન છે. છેલ્લે ...અનેક વર્ણકોમાં છે તેવું ભોજનવિધિનું સંક્ષિપ્ત વર્ણન અને વરની બેસવાની પાટનું વર્ણન આપ્યું છે. અંતમાં શુભ શકુનનો ઉલ્લેખ છે. જૈન સંસ્કૃતમાં રચાયેલા સંસ્કૃત શ્લોકો આ કૃતિમાં વચ્ચેવચ્ચે આવે છે. આખીયે આ કૃતિ...વરના મુખમાં મૂકવામાં આવી છે. (વર્ણક-સમુચ્ચય, પ્રતિપરિચય, પૃ. ૭–૮)

## રાજસ્થાનમાં સલોકાનું વર્તમાન સ્વરૂપ

રાજસ્થાનમાં સલોકાના વર્તમાન સ્વરૂપના વિષયમાં પૂછપરછ કરતાં, રાજસ્થાનના લોકસાહિત્યના એક સંશોધક-સંગ્રાહક શ્રી મનોહર શર્મા પાસેથી મળેલી માહિતી આ પ્રમાણે છે:

રાજસ્થાનમાં વિવાહના પ્રસંગે સલોકા બોલવાની પ્રથા હવે બદલાઈ ગઈ છે. પહેલાં આ વિધિ વરની બુદ્ધિપરીક્ષા માટે તોરણ પર પોંખવાના વિધિની પહેલાં થતો હતો. વર પોતાના સાળાને સંબોધીને પોતાનાં બનાવેલાં કે બીજા કોઈનાં બનાવેલાં, કુલદેવતા તેમ જ વંશપરિચયને લગતાં પદ્ય સંભળાવતો હતો. હવે એ વિધિ વિવાહવિધિ પૂરો થઈ ગયા બાદ થાપાની પાસે કરવામાં આવે છે. થાપા પાસે વરવધૂ બેસે ત્યારે વરની બુદ્ધિપરીક્ષા કરવા તેને સિલોક (શ્લોક) પૂછાય છે. વર સિલોક બોલે પછી તેને ભેટ મળે છે. આ સિલોક સાધારણ જોડકણાં હોય છે. થોડાંક પ્રચલિત ઉદાહરણ આ પ્રમાણે છે:

છન્ની મૈં છન્ની, છન્ની મૈં જીરો
જાન આઇ સોવણી, જુંવાઇ આયો હીરો ૧

બુગચી મૈં બુગચી, બુગચી મૈં કાતર
રામગઢ સૈં બ્યાવાણ આયા, ઇ બનડીકી ખાતર ૨

ડાળી પર ડાળી, ડાળી પર તોતો
દે નગારો બ્યાવણ આયો, રામલાલ કો પોતો ૩

ડબ્બી મૈં ડબ્બી, ડબ્બી મૈં કેસર
થે મ્હાનૈ બેટી દેઇ, થાનૈ બેટો દેસી પરમેસર ૪

× × × × ×

એક કયારી મૈં મીઠ બાજરો એક કયારી મૈં ધાન
સુસરો મ્હાનૈં લાડૂ દીન્યા જીમૈં માહારી જાન ૧
બડૂડો સાળો ઘોડી દીની ચઢ કૈ કરાં સલામ
છોટો સાળો મોતી ઘાલ્યા ભળકૈ માહારા કાન ૨

× × × × × × ×

સાસૂ મ્હાનૈ બેટી દીની ઘરકૈ કરસી કામ ૩

આ સિલોકાને જોતાં જણાશે કે એ બધા પહેલાંની જેમ વંશપરિચયાત્મક કે આશીર્વાદાત્મક જ છે.

આ ઉપરાંત કન્યાના ને વરના પક્ષવાળાની 'આમંત્રણ' નામે એક સભા જેવું થાય છે. એમાં બંને પક્ષ તરફથી વારાફરતી પ્રશંસાત્મક શ્લોક પણ બોલાય છે. પણ વરને મોઢેથી સિલોક બોલાવવાનો રીત થાપા પાસે જ કરાય છે.

વિવાહ પ્રસંગેની એક પ્રથા તરીકેની સલોકાને લગતી ઉપર વર્ણવેલી સામગ્રી તપાસતાં જણાશે કે પહેલાં તો તોરણે આવેલો વર વિદ્યા ને ચાતુરીની કસોટી તરીકે, સાળાની સાથેની સ્પર્ધામાં, સંસ્કૃત શ્લોકો જોડીને બોલે એવો ચાલ હતો. એવા શ્લોકનો વિષય પોતાના કુળ વગેરેનું વર્ણન, વિવાહ સાથે સંકળાયેલી વસ્તુ કે પ્રસંગનું વર્ણન નગરવર્ણન, રાજ્યકર્તાવર્ણન, શૃંગારવર્ણન, ભેટની માગણી, દેવતાસ્તુતિ વગેરે રહેતો. પછીનો સંભાવ્ય વિકાસ આ પ્રમાણે સૂચિત કરી શકાય: પોતાની રચનાને બદલે વર કોઈકની તૈયાર રચના બોલતો; સંસ્કૃતને બદલે બોલચાલની ભાષામાં રચના બોલાતી; રચનાપ્રકારની લોકપ્રિયતા પ્રમાણે પ્રાસબદ્ધ આલંકારિક ગદ્ય કે 'બોલી'માં—વર્ણકરૂપે—પણ સલોકા રચાવા લાગ્યા. પ્રકાર ભેદે તેના વિશિષ્ટ છંદ અને બોલવા કે લલકારવાની ઢબ રૂઢ થઈ; વિષયમાં દેવદેવતાની સ્તુતિ ને આત્મપરિચય સાથે ભેટની માગણીને મહત્ત્વ મળતું ગયું; પછી તો વર ને સાળા (કે કન્યા)ને બદલે બીજાઓ (પદ્યરચનાની કે લલકારવાની શક્તિવાળા વરપક્ષ કે કન્યાપક્ષના લોકો) સલોકા બોલતા થયા; અને તેમાં વિનોદને નિમિત્તે સામાવાળાને ઊતરતા વર્ણવવાનું તત્ત્વ જોર પકડતાં ફટાણાંની જેમ મહેણાંટોણાંનો અંશ વધતો ગયો. આ અંતે ફજેતીના સલોકામાં પરિણમ્યું. ઉપર જણાવેલા ઘણાખરા જૈન સલોકા તેમ જ 'રામવિવાહના સલોકા' જેવા જૈનેતર સલોકા

વિવાહપ્રસંગે બોલાવા માટે જ રચાયા હોય. આવા સલોકામાં દેવતા-પ્રશંસાને મળતું ગયેલું મહત્ત્વ, પછીથી અમુક વિશિષ્ટ છંદની જેમ, સલોકા માટે લાક્ષણિક ગણાતાં, કોઈ વીરની પરાક્રમસ્તુતિ કરવા કે કોઈ પ્રસંગનું મહિમાગાન કરવા આ જ છંદમાં સલોકાની રચના થવા લાગી ને પરિણામે 'રૂસ્તમનો સલોકો', 'ભાણુનો સલોકો', 'રણછોડજીનો સલોકો' જેવી કૃતિઓ નીપજી. આથી વિષયની દૃષ્ટિએ કેટલાક સલોકા ને પવાડા વચ્ચે ખાસ ફરક ન રહ્યો. એટલે જ આપણને 'રૂસ્તમનો સલોકો'ને બદલે 'રૂસ્તમનો પવાડો' એવું પણ નામ મળે છે. આવો વિકાસક્રમ હોય તો ઐતિહાસિક સલોકા પાછળથી અસ્તિત્વમાં આવ્યા એમ માનવાનું રહે. આ અટકળની સત્યાસત્યતાનો નિર્ણય સલોકાને લગતી સર્વ સામગ્રીના વિશિષ્ટ અભ્યાસ પછી જ થઈ શકે.

## આભારદર્શન

'મિરાતે અહમદી'ના અનુવાદમાંથી ઉપયુક્ત અંશ ઉદ્ધૃત કરવા દેવા માટે દિ. બ. કૃ. મો. ઝવેરીનો; 'હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી' તથા 'પ્રાચીન કાવ્યવિનોદ'માંથી થોડોક અંશ ઉદ્ધૃત કરવા દેવા માટે ફૉર્બ્સ ગુજરાતી સભાનો; 'રાજસ્થાની સલોકે ઔર ઉનકી પરંપરા' એ લેખ અનુવાદિત કરી ભૂમિકામાં લેવા દેવા માટે શ્રી અગરચન્દ નાહટાનો; મારવાડમાં સલોકાની વર્તમાન પ્રથા સંબંધમાં માહિતી મોકલવા માટે શ્રી મનોહર શર્માનો; ગુજરાતમાં સલોકાની પ્રથા વિશે ધ્યાન ખેંચવા માટે શ્રી શંકરપ્રસાદ રાવલ, શ્રી ઉમાશંકર જોષી તથા શ્રી. ભાઈશંકર પુરોહિતનો; હસ્તપ્રતોનો ઉપયોગ કરવા દેવા માટે ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, તેમજ ગુજરાત વિદ્યા સભા, અમદાવાદનો; અને પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનની બધીયે વ્યવસ્થા કરી આપવા માટે તેમ જ બીજી અનેક રીતે સંશોધનસંપાદનમાં સહાયરૂપ થવા માટે શ્રી શંકરપ્રસાદ રાવલનો હું અત્યંત ઋણી છું.

તા. ૨૫ મી એપ્રિલ, ૧૯૫૬ }
મુંબઈ.

હરિવલ્લભ ભાયાણી

---

# સા ધ ન સા મ ગ્રી

અભરાંમ કુલીનો સ્લોકો (શલોકો); બુદ્ધિપ્રકાશક (?), ૧૮૫૩ (?); બુદ્ધિપ્રકાશ, ૧,૨, ૨૮–૨૯; ૧,૪, ૫૫–૫૬; ૧,૬ ૯૧–૯૩. ૧૮૫૪. પુનર્મુદ્રિત, બુદ્ધિપ્રકાશ, ૧૮૭૩.

ઐતિહાસિક રાસ–સંગ્રહ, ભાગ પહેલો, સં. વિજયધર્મસૂરિ, ૧૯૧૫, ભાવનગર.

ઓસવંશ કો સિલોકો જ્ઞાનસુન્દર. શ્રીરત્નપ્રભાકર જ્ઞાન પુષ્પમાલા; ફલોદી

કતિપય ઔર સિલોકે. અગરચન્દ નાહટા. શ્રી જૈન સત્ય પ્રકાશ, ૧૪૧, ૨૫૩–૨૫૭. ૧૯૪૭.

ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો, પદ્ય-વિભાગ. મં. ર. મજમુદાર. વડોદરા, ૧૯૫૪.

ગૂજરાતનું પાટનગર (અમદાવાદ). રત્નમણિરાવ ભીમરાવ, અમદાવાદ, ૧૯૨૯.

છૈ ઔર સિલોકે. અગરચંદ નાહટા. શ્રી જૈન સત્ય પ્રકાશ, ૧૪૬, ૪૩–૪૪, ૧૯૪૭.

જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્યસંચય.

જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧–૩. મો. દ. દેસાઈ. મુંબઈ, ૧૯૨૬, ૧૯૩૧, ૧૯૪૪.

જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ. મો. દ. દેસાઈ. મુંબઇ, ૧૯૩૩.

દો પદ્યાનુકારી કૃતિયેં. ભઁવરલાલ નાહટા. રાજસ્થાની, ૨, ૭૭–૮૬.

પ્રાચીન કાવ્યવિનોદ, ભાગ પહેલો. સં. છ. વિ. રાવલ. મુંબઈ, ૧૯૩૦.

પ્રાચીન છંદ ગુણાવલી. પ્રકાશક રત્નપ્રભાકર જ્ઞાન પુષ્પમાલા, ફલોધી.

મારવાડી બ્યાહમેં બોલનેકા સલોકા. પ્રકાશક પ્રતાપસાગર પુસ્તકાલય, જાલના.

રઘુનાથરૂપક ગીતૉરો, મંછકૃત. સં. મહતાબચંદ્ર ખારૈડ. ૧૯૪૦, કાશી.

રત્નસાગર.

રાજસ્થાની સલોકે ઔર ઉનકી પરંપરા. અગરચન્દ નાહટા. મરુ-ભારતી, ૧, ૨, ૮૪–૯૨, ૧૯૫૩.

વનરાજ ચાવડો. મહીપતરામ રૂપરામ. ૧૮૭૯.

વર્ણક-સમુચ્ચય. સં. ભો. જ. સાંડેસરા. વડોદરા, ૧૯૫૬

વિમલપ્રબંધ, લાવણ્યસમયકૃત. સં. મ. બ. વ્યાસ. ૧૯૧૪.

વિમલશાહનો સલોકો. હિમાંશુવિજય; સંગ્રાહક લક્ષ્મીભદ્રવિજય. શ્રી જૈન સત્ય પ્રકાશ, ૧૩૯, ૧૮૫–૧૮૭. ૧૯૪૭ (૫–૬–૧૯૩૨ ના " જૈન "માંથી ઉદ્ધૃત).

વિવિધ રત્નસ્તવન સંગ્રહ. પ્રકાશક ગોવિંદરામ ભણસાલી, બીકાનેર.

શલોકાનો સંચય. હી. ર. કાપડિયા. શ્રી જૈન સત્ય પ્રકાશ, ૧૩૨, ૨૯૧–૨૯૭. ૧૯૪૬

શલોકાસંગ્રહ. પ્રકાશક ભીમસી માણેક, ૧૮૮૧ (ગુજરાતી લિપિમાં), ૧૯૦૩ (નાગરી લિપિમાં).

શલોકા-સંચયમાં વધારો. લક્ષ્મીભદ્રવિજય. શ્રી જૈન સત્યપ્રકાશ, ૧૪૪, ૩૫૦–૩૫૧, ૧૯૪૭.

શિલોકા પુસ્તક (મારવાડી). પ્રકાશક ગંગારામ પ્રતાપજી.

શ્રી જૈન સજ્ઝાયમાળા. પ્રકાશક બાલાભાઈ છગનલાલ, ૧૯૦૫

શ્રી ફૉર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી, ભાગ ૧,૨. અં. બુ. જાની. ૧૯૨૩, ૧૯૨૯ મુંબઈ.

શ્રી રત્નાકર પચ્ચીશી અને નેમનાથનો સલોકો. પ્રકાશક એચ. બી. શાહ અમદાવાદ, ૧૦૪૩

શ્રીસંઘકો સિલોકો. સુખદેવ શ્રીરત્નપ્રભાકર જ્ઞાન પુષ્પમાલા, ફલોદી.

સલોકા સંગ્રહ. પ્રકાશક ખત્રી ભીખમચન્દ બુકસેલર, જોધપુર.

સિલોકાદિ સંગ્રહ (મારવાડી)

સ્વર્ણપુરનો સુવર્ણયુગ.

સ્તવનસંગ્રહ. પ્રકાશક વિજયરાજ ભૂરમલ સિંઘી. સીરોહી.

## કવિ વિશ્વનાથ જાનીકૃત 'ગનીમનો પવાડો': એક કડવું

[ રાગ : કેદારો ]

રાખ્ય ગુજરાતને માત તું અંબિકા! ચંડિકા! ચિત્તથી પ્રેમ આણે,
લોક બાલે બહુ, બાલપણે સહુ, દુઃખ છે સાંમટું, શે ન જાણે? રાખ્ય– ૧
ભયે લાગે ઘણો ગનીમના કટકનો, વાઘ ને સર્પનો નહીંય એવો,
યમના દૂતનો પ્રાણ લઈને વટે, અનલતરૂઆરનો નહીંય તેવો. રાખ્ય– ૨
કે હીંડતો હલફલે, લોક સઉ જલફલે, કલકલે નારીઓ શ્રૂણી વાત,
કામ ને કાજ કશી વાત સૂઝે નહીં, ગનીમના ભયથકી રાખ્ય માત! રાખ્ય– ૩
જગત જતુની તમો નામ શાંને ધરૂં? મા છતાં છોરૂં કયમ દુઃખ પામે?
વલી યે વિશ્વેશ્વરી નામ જ તાહરૂં સદા, વિશ્વનું દુઃખ તું શે ન વામે? રાખ્ય– ૪
વાહારે ચડજો કાલિકા! અંબાલિકા! શંખનાદે કરી મારા વેરી,
કાઢ કાસલ હવે રાંક ગુજરાતની, માર તરૂઆર યમ કાપ કેરી. રાખ્ય– ૫
દુઃખ અમને બહુ જગત જાંણે સઉં, છોરૂંનાં દુઃખ તે માત જાંણે,
આપ ભૂખી રહી બાલક પોષીએ, સુગ મા નવ્ય કરે એક ભાણે. રાખ્ય– ૬
આવે છે ષલભલા રાત્યદિવસ બહુ, દુઃખ પ્રજાતણાં કયમ સહે છે?
નીસાસા મૂકતાં દુઃખ જાતું નથી, વિશ્વમાતા વલી બીરદ વોહો છો. રાખ્ય– ૭
યે અમારે શીર થાપિયો ત્હેં ધણી તે તો ગરડો થયો નેઉ વર્ષે,
તે પ્રતિપાલના નથી રે સકતો કરી, તો અમ સારી તે કોણ કરશે? રાખ્ય– ૮
જોર સંધાર કરનાર તું છાં બલી, તો તારે હાથ તું માર્ય અમને,
આંમે સઉ કૂટવા મ્યલૂં રાંકને, કર્કલી નાથ કહે છે રે તહ્મને. રાખ્ય– ૯
મોધાતું દુઃખ ને મેહ આવે નહીં, તો તહ્મારાં જણ્યાં કેમ જીવે?
જીજીઓ લે ધણી, ગનીમ મારે અણી, તેલ તે પૂર્ય તું જીવદીવે, રાખ્ય–૧૦
કોણ આગલ અમે વલવળુ તુમવિના, બાલઅપરાધ તે માત સાંષે,
આપ ભીજીને કોરૂં કરે બાલને તે વલી ધાવતાં લાત નાષે. રાખ્ય–૧૧
પાપીઆ પાપ કર્યાં વિણુ નહીં રહે, પુન્ય કરનાર તે પુન્ય કરશે,
જયેહને યમ આવીયું ભાગ્યમાં ત્યમ કરે, નવ ફરે લાખ બ્રહ્માંડ વરસે. રાખ્ય–૧૨
કર્મ છોરૂં તણાં મા! તુ જુએ નહીં, પ્રાણપેં અધીક છે વહાલાં માને.
તાતની છીમટી માત ન સહી શકે જો બકે બાલ કેહે વાહાર જાને. રાખ્ય–૧૩
તું છતાં બાંદ કોહોનાં અમ્યે થૈ રહુ? ગનીમનાં દુઃખ કહિયે ન વેઠાં,
તુ પશાયે અહ્મો બહુ સુખ પામર્યાં, જીવશુ ષાઇ કયમ અજીઠાં? રાખ્ય–૧૪
મોતને દૂર કર, શત્રુને ચૂર કર, એહ જરૂર કર કાર્ય શીઘ્ર,
ભ્રગુટીને કૂર કર ગનીમના સેન પર, એહવૂં દુઃખ તું ટાલ શીઘ્ર. રાખ્ય–૧૫
ઇશ્વરી! અમતણી પીડા કયમ સહી શકાં પછે તે કયમ રહી સંકાં વિશ્વ માંયે?
તુ વડે વિશ્વ ને વિશ્વમાં યે તું ય છાં એમ એ પરસ્પર છે ય સાથે. રાખ્ય–૧૬
અન્ન અમને સ્વાદ નથી લાગતું, કો નથી જોગ તું વાહારે ચઢવા,
લઈ આવાતણુ ધ્યાન ડાઢી રહે, કોય નીસરતુ નથી સાંમૂ વઢવા. રાખ્ય–૧૭
સરજીને કાં રઝલતાં મૂકો ઇશ્વરી! કાંહાં જઇએ અહ્મો? કોને કહીએ?
દીનની વાત તે વિષ સઉને વસે, માના ખોળા વિના કયમ રહીયે? રાખ્ય–૧૮
તું વિના આજ તે કોણ આધા ધરે, પડતી વેલા તે સઉ ત્રચોડે,
ત્રાહે તું, ત્રાહે તું–વાત સઉએ કરે, સાહે થા ભગવતી! ચઢીને ઘોડે. રાખ્ય–૧૯
—વાટ જોતાં ભૂંડી! માસ એક જ થયો, કો સૂબો નાવિયો સેન લૈઇને,
ખબર લેયે શેહેરની એહ દીવાનજી, તે બ્યચારો પડ્યો કેદ થૈઇને. રાખ્ય–૨૦

કોણુ દાઢા થયા, શ્રવણુ નહીં સાંભલાં, સકે તો કાને પડા ઢાક તાહારે,
સકે તો દૈત્ય સાથે યુદ્ધ માંડિયું! સકે તો સુર આવીયા તમને વારે. રાખ્ય-૨૧
સકે તો સમશ્રાનમાં ભોગ ભીની રહાં, સકે તો રૂષિઓતણે ઘેર ગરી છાં,
સકે તો નિદ્રા બહુ આવી છે તુંહને, સકે તો રીસાવી તુજ રહી છાં. રાખ્ય-૨૨
સકે તો રીષ રાષી અમ સાથ શું? સકે તો અવગુણ શો છે અહ્મારો?
છોકરાં સાથ એમ ઘટતું નથી, પછે તે સઉ વાંક કેહેશે તહ્મારો. રાખ્ય-૨૩
વાંક છોરૂં કરે, માત ટાલી ઘડે, મારવા દે નહીં લોકહાથે,
ત્યમ તહ્મો ગનીમથી રાષની ચંડિકા કરગરીને કહુ વિશ્વનાથે. રાખ્ય-૨૪
લોક ગુયરાતના રાંકડા છે ઘણુ, યમત્યમ કરી જીવે બચારયા.
એક મીયાં વડે ગામ ઘેરૂં રહે, માંહોમાંહે વઢવાને કાડા. રાખ્ય-૨૫
વિનતી સૂણ હવે માત! આરાસુરી, જગતનું કાર્ય કર શીઘ્ર થૈને,
પતિતને મારી તું, ભક્તને સ્વારી કરય, આ વ્યચારે તે તુ જાણી વહીને. રાખ્ય-૨૬
પ્રગટ થા ઈશ્વરી! આજ પરમેશ્વરી! ચિત્તની ચિંતા ગનીમ નીવારો,
હાથ માથે કરી, આપ અત્રે આરી વર પતિત એ કષ્ટને વિદારો. રાખ્ય-૨૭
અલ્પબુદ્ધિ અમે કાંઈ સમજુ નહીં, તો તમો દૂત કો પ્રગટ કીધો?
વેદના મંત્રને સત્ય નવ્ય જાંણીયે, તેજ માટે તહ્મો દંડ દીધો. રાખ્ય-૨૮
શુંભ નીશુંભને તર્ત મારા તહ્મો, ચંડ ને મુંડ હાથે વીદારા.
મધુ ને કૈટભ બહુ બલભરે આવીયા એકક્ષણમાં તહ્મે તે ય માર્યા. રાખ્ય-૨૯
તો કરાં વિલંબને અધ અહ્મારા થકી વાંક શો કાઢીયે માત! તાહારો?
તોહે વિશ્વાસ છે એ થકી રાષશો, નાથ કેહે છે હજી વાંક મારો. રાખ્ય-૩૦
પૂર્વે વરસા નાવ્યો, વર્ષે બારય, શાક પૂરી તહ્મો વિશ્વ રાખ્યું,
માટે શાકંભરી નામ ધૌ તમતણું તે ચંડીપાઠમાં નામ ભાખ્યું. રાખ્ય-૩૧
પેહેલુ દેવ ને દૈત્યથી રાખિયા, સાષીયા રૂષિ સઉ છેજ આજ,
તો તુ જોનિ એ કેટલું કાંમ છે? એટલું અમતણું કરોની કાજ. રાખ્ય-૩૨
તું તણ્ય લોકની માત કહાવ્યાં, સદૈવ્ય દેવની તૂંય માતા,
ઈંદ્રને અર્ક ચીંધ્યુ અહીં ઈશિય વલી સમરે તુને બ્રહ્મવિધાતા. રાખ્ય-૩૩
નર્મદા તાહરૂં રૂપ છે ઈશ્વરી! તેને લોપી કયમ ગનીમ આવે?
તીરના દેવની લાજ રાષી નહીં, ગાંમ ઉજડ કરી સઉ નસાવે. રાખ્ય-૩૪
ઘેરાના દુષ્ટને ચેહ ચેવું કરે એક માટે બહુ દેશ વ્યણસે,
છાં રે સમરથ તેહને મારવા, રાંક ઉગારિયે જીવ તરસે. રાખ્ય-૩૫
મારય પલને ષરી, દુષ્ટને જા ગળી, કપટીને ખા તલી માત કાલી!
દુઃખ દેહે સંતને, રાંકડાં જંતને તેહને કંઠ તૂં ધાલ્ય પાલી. રાખ્ય-૩૬
કલકલે લોકડા, દંડ લે દોકડા, બકે યમ બોકડા હણે કસાઈ,
એમ એ દુઃખ દૈ સર્વેને મારી લ્યે, વલી કકરે બાંદ તે તર્ક તાઈ. રાખ્ય-૩૭
તૂં નથી દીલમાં, તું નથી મિલમાં તુ નથી કીલમાં, ઢાલ માંયે,
જો વસાં વીરમાં, જો વસાં તીરમાં, જો વસાં ધીરમાં મીર કાયે. રાખ્ય-૩૮
આપ્ય તું આગના વીર કો યક્ષને, ભક્ષ તે જૈ કરે ગનિમ દૂત,
લોકને પીડતા તે ત્યવારે રહે, કંઈ એથી ઊપના દુષ્ટ પૂત. રાખ્ય-૩૯
સેહેર વડોદ્રુ રાષ બાલી કરૂં, એમ ઉજડ થયાં સર્વ ગાંમ,
ગનિમના દૂતનો ભય એવો થયો નવ્ય રહ્યું ચૂંચરૂં ને બદામ. રાખ્ય-૪૦*

---

*વિશ્વનાથ ને શામળનો એકજ વિષય હોવાથી સરખામણી સારુ આટલું અવતરણ આપ્યું છે. સં.

# રૂસ્તમનો સલોકો

સરસ્વતિ - માતા તમ પાયે લાગુ કહુ સલોકો, માંન જ માગુ
સરસ્વતી - માતા બ્રંહ્માની બેટી બુધ્યની દાતા, વિદ્યાની પેટી ૧

ગણુપત્ય - કેરા ચરણુ આરાધુ માંન માગીને વિદ્યા હું સાંધુ
મોહોટા સૂબાનાં કરૂં વીખાંણુ સમઝી લેજ્યો ચતુરસુજાંણુ ૨

દલ્લીનો પાદશાહા મેહમદશાહ જીવો નવખંડમાં પ્રગટ છે દીવો
સહુમાં શિરોમણુ ગુજરાત થાપી હીમતખાંનને સૂબાગરી આપી ૩

રાજ્ય ભોગવે ને કરે કલોલ શેહરમાં વીતા મસવાડા સોલ
ગુજરાતી મુગલા ચતુરસુજાંણુ ત્રણ્યે ભાઇના કરૂં વીખાંણુ ૪

વડો તો વીરો સુજાતખાંન તેહને પાદશાહીનાં અતિઘણાં માંન
અનમી મેહેવાશી જેણ્યેં વશ્ય કીધા પ્રજા પાલીને મોહોટા જસ લીધા ૫

તેથી નાંહાંનેરો રૂસ્તમ કહીયે તેહના બલનો પાર ન લહીયે
રૂપેં રૂડો નેં દાતાર જાણૂં સુરો શિરોમણિ તેન્હેં વખાંણૂં ૬

જ્યેહને નામેથી તસકર ત્રાસે દક્ષણી ગનીમ શત ગાઉ નાહાસે
તેથી નાંહાંનેરો માડીનો જાયો અભ્રરાંમ કુલી લાડકવાયો ૭

---

ક. નો આરંભઃ શ્રીગણેશાય નમઃ ॥ શ્રી ગુરૂચરણકમલેભ્યો નમઃ ॥ ઓં નમઃ ॥ અથ રૂસ્તમનો સલોકો લષો છે.

ગ. નો આરંભઃ શ્રી ગણેશાઅ નમા ॥ શ્રી શારદાઅ નમા... ... રૂસ્તમના પાવાડ લખુ છે.

૧. ૧–૨. ખ. માં નથી. ગ. માં માત્ર 'શરશતી માતા તુને આરાધુ' એટલું જ છે. ૩. ક. સરસ્વતિ; ખ. બ્રહ્માની; ગ. તુ ભરંમાની. ૪. ક. બુધ્યનિ, વિદ્યાનિ; ગ. બુધે દાતર ને વેદની.

૨. ૧. ખ. ગણપત્ય દેવનાં ચર્ણ આરાધૂં; ગ. ગણપતે દેવના; ૨. ક. માંન્ય, વીદ્યા હુ. ખ. સાધૂં. ૩. ક, સુબાનાં ; ખ. વષાણ ૪. ક લેજો, તે; ખ. સુજાણ.

૩. ૧. ક. દલીનો પાદસા એમદસા; ગ. મહમદશાહ. ૨. ખ. પ્રગટયો. ૩, ક. સીરોમણ. ૬. ક. તે તો હીમતષાંનને સુબાઈ આપી.

૪. ૧. ખ. રાજ ભોગવે કરે. ૨. ક. સેહેરમાં. ૩. ખ. સુજાણ. ૪. ક. ત્રણ ભાઇઓનાં કરૂ; ખ. વષાંણ

૫. ૧. ક. સુજ્યાતષાંન; ખ, વડો તે. ૨. ક. જેને પાદસાહમાં અતી; ખ. માન. ૩. ક. જેને વસ; ખ. અનેક, કીધાં. ૪. ખ. મોહટા યશ લીધાં.

૬. ૧. ક. નાંનેરો, ૨. ક. ઝેના જુધનો. ૩. ક રૂપે, ને, જાંણુ. ૪. ક. સહુમાં શ્રીરોમણ તેને વષાંણુ,

૭. ૧. ક. ઝેહના નાંમથી; ખ. લશ્કર. ૨. ક. નાસે, ગ. મરાઠા શત. ૨. પછી ખ. માં આટલું વધારેઃ ગડે નીશાંન ત્રંબાલૂ વાજે, ઉંચ હજારી હરોલે છાજે. ખ. નાંનેરો, જાઓ. ૪. ખ. અભરામ.

હાથી - ઘોડા - શૂં હણુકારા કરતો     હોષી - દુશમનના પ્રાણ જ હરતો
ગુજરાતિ લખ્યાં હજૂરે ગયાં     એઠા પાદશાહાને જાંણુ જ થયાં ૮

પાદશાહે મંન વિચાર કીધો     ગુજરાતિ મુલક ઇહાનેં દીધો
પાંચ પાટીને વેગેં - શૂં કહાવ્યૂં     સુજાતખાંનને ફરમાન આવ્યૂં ૯

ગુજરાત - કેરી સોંપી જાગીર     વેગે હેમદખાં કીધા તાગીર
સુજાતખાંને હાંમિદ જગાડયો     લ્યખો પરવાનો જઇને દેખાડયો ૧૦

'ઉઠો હેમદખાં, દલીઓ જાયો     અમલ ઉતરા ને વિદાયે થાયો'
એવુ કેહેતામાં કોપમાં ચઢીયો     સુજાતખાંન-સાથેં હાંમિદખાંન લડીયો ૧૧

સાહાંમસાહામી તે રાઢ મંડાની     છત્રનાલો ને તોપો અડાની
છૂટે ગોલા ને ઢસુકા થાયે     કાયર - કેરાં ન ટકે પાયે ૧૨

સુજાતખાંન એઠા ગંજીફો ખેલે     અભરાંમ કુલી રણમાં રેલે
માર્યા મેહેવાસી મોરચો લીધો     વાગાં જાંગીર એ જશ લીધો ૧૩

રમદાતખાંને જુધ રૂડૂં કીધૂં;     સાહબ–કારણ મરણ જ દીધૂં
હારો હેમદખાં આકલો થાયે     મઝારાં કરવાં સફદરખાંન જાયે ૧૪

ચ્યાર દાહાની મેહેતલ કીધી     કિશોરદાસ મેહેતે ઓલ જ દીધી
ભર ચોમાસૂ નદીયોમાં પૂર     એહેવામાં કાહાડયો હાંમીદખાંન સૂર ૧૫

ચાલંતાં સહુને પૂછે છેં વાત     'ક્યાહાર્યે દેખીશૂં શેહેર ગુજરાત'
પ્રોઢે ને પંથે કીધાં પરિયાણુ     ઝાબૂએ જઈને કીધાં મેહેલાણ ૧૬

---

૮. ૧. ક. સહુ, કરતા; ખ. હોહારા. ૨. ક. દેખી, હરતા; ખ. પ્રાણ. ૩. ક ગુજ્જરાતિ લષાં હજુર ગયાં. ૪. ક. પાદસા તાં.

૯. ૧. ક. પાદસાયે, વિચાર; ખ મનમાં, કિધો. ૨. ક. ગુજ્જરાત, એમને તો. ૩. ક. પાટીને, સૂ, કાઢાવ્યુ. ૪ ક. સેહેર સુપાવ્યુ.

૧૦. ૧. ક. કેડે; ખ. જયાગીર. ૨. ખ. હેમદખાંન વેગે કીધા તગીર. ૩. ક. સુજયાતખાને હીમતષાં જગાડા. ૪. ક. લષા પરમાંણા, દેષાડા.

૧૧. ૧. ૨. ખ. માં નથી. ૩. ખ. સાંભલી વાતો. ૪. ક. સુજાતખાં સાથે હેમતષાં વઢીયો.

૧૨. ૧. ક. સામસામી (l; ખ. રાઢુ. ૨. ક. અડાણી; ખ. નાલો ને નાલો વેગે ૩. ખ. નાલોને ધસુકાયે. ૪. ખ. કાહર, પાઈ.

૧૩. ૨. ખ. ઇભરાંમ જુદ્ધમાં. ૩. ક. મારા; ખ. મેહવાસી. ૪. ખ. વાગાં નગરાંને

૧૪. ૧. ક. રૂડેરૂ કીધુ; ખ. જમલદષાંને. ૨. ક. સાહબને કાજે મોત જ લીધુ. ૩. ખ હિંમતષાન, થાઇ; ૪. ક. નવારાં કારણ સબદલષાં; ૨. ખ. જાઇ.

૧૫. ૧. ક. ચાર, દીધી. ૨. ક. કીસોરદાસ સેઠના ઓલ તાં લાધી; ગ. મહેતાએ ઓલ. ૩. ક. ગ. નદીયે છે પૂર. ૪. ક. કહાઢો એમદષાં; ગ. હીમંતખાં.

૧૬. ૧. ક. પૂછે સહુને વાત. ૨. ક. કીહાર. દેષીસુ રે. ૩. ક. કરીઆ પ્રયાંણ; ખ. પોહોતો ને પંથે; ગ. પાંણીને પથે. ૪. ક. જાંબુયે જઇને કરાં મેલાંણ; ખ. જેનાં ગ. જાંબુડી.

નિઝામુલકે વાત તે જાંણી 'ઘરડા કાકાનાં ઉતરાં પાંણી'
'કાયરથઈને નાહાશી શું આવ્યો' એહવો પરવાંનો પોતેં લખ્યાવ્યો ૧૭

'કાંમ આવત તો વેર હું લેતો જોરે જીતત તો શિરપાઊ દેતો'
દક્ષણી મેહેવાસી કંથો મહાબલીયો તેન્હેં જઇનેં હિંમદખાંન મલીયો ૧૮

'ગુજ્યરાત્ય-કેરી ચોથ અપાવૂં સવા પોહોર-સુધી શેહેર લૂટાવૂં''
સુજાતખાંન-સાથે વેર જ સાંધી લાવ્યો કંથાને કાંન જ બાંધી ૧૯

આવ્યા ગનીમ ગાંજડાવાલા ખભે ધોપા ને દીસંતા કાલા
મીઆં બલુએ દેખાડી વાટ દગો દેઇનેં ઉતારા ઘાટ ૨૦

હાંમિદખાંને પોતાનો થાપ્યો શાલ ને ઘોડો સરપાઉ આપ્યો
બેઠા સુજ્યાતખાં ઇડરમાં માહાલે લખા પુરમાંણા કાસદ હાલે ૨૧

જઈ હલકારે ખબર દીધી સુજાતખાંને અસવારી કીધી
બેહુની ફોજ્યો આવી છે હેલા મુઠીએ ગાંમેં કીધાં છે મેલાં ૨૨

આવી ફોજો બે મુકાબિલા થાય સાંહાંમસાંહામી તે રાઢ્ય મંડાય
હાંમિદખાંને કપટ જ્ય કીધૂં ગુજ્યરાતિ સીપાહીયેં તંન ન દીધૂં ૨૩

સુજ્યાતખાં આપ વઢે છે વારૂ તીર, તરકસ ને ઉડાડે દારૂ
આપે પોતાનો હલકારો હાથી નાઠાં સિપાઈ નહિ કોઈ સાથી ૨૪

---

૧૭. ૧. ક. નજાંમકુલીયેં વારતા જાંણી; ગ. નાંજીમુલાંએ. ૨. ખ. કાકાનૂં ઉત્યર્યૂં પાની. ૩. ક. નાસી સુ આવ્યા; ખ. કાઇર થૈને. ૪. ક. એવા પરમાંણા જઈને લખાવ્યા; ગ. ફરમાંતુ તંમે.

૧૮. ૧. ૨. ક. ગ. માં ઉલટાસુંલટ છે. ૧. ક. હુ; ખ. કામ આવ તો. ૨. ક. જીતત તો શરપાયો; ખ. જીત તો. ૩. ખ. કંઠો મેહે વાશી દક્ષણી તાં બલીયો; ગ. દેખેં મંરેઠ કંથાજી બલીઆ. ૪. ક. હેમદખાં જઈ તેને તો મલીયો.

૧૯. ૧. ક. ગ. અપાવુ; ખ. ગુજરાતદેશનૂં; ગ. ગુર્જેરાત્રંની. ૨ ક. લુટાવુ; ખ. સૂધી ૩. ક. સુજ્યાતખાં. ૪. ખ. કંઠાનેં લાવ્યો.

૨૦. ૧. ક આવો, વાલો. ૨. ક. ખબે ધોબા, કાલ; ખ. દીસંતો કાલો; ગ. ધોપ. ૩. ખ. મીયાં બલૂજીયેં. ૪. ક. ડગો; ખ. ઉતાર્યો

૨૧. ૧. ક. હીમતખાયે પોતાનો થાપો; ગ. હીમંતેખાં એને પોતાનાં થાપે. ૨. ક. સાલ. સરપાયો આપો; ગ. શેરે પાવાં આપે. ૩. ખ. સુજાતખાંન બેઠા પુર માહાલે. ૪. ક. ચલાવે; ખ. પરવાંના કાશિદ; ગ. પ્રમાણે.

૨૨. ૧. ખ. જે હલ્યકારે ખબર લીધી. ૨. ક. સુજાતખાંએ. ૩. ક. બેહની ફોજો; ખ. હેલ્યા. ૪. ક. ગાંમે કીધી છ ભેલા; ખ. મોઠીયેં.

૨૩. ૧. ક. આવિ, મુકાબલ; ખ. ફોજે તે, થાઇ; ગ. મુકાબેલો. ૨. ક. સાંમસામી તો રાઢ; ખ. મંડાઇ. ૩. ક. હીમતખાયે કપટ કીધુ. ૪. ક. સપાઇયે, દીધુ; ખ. ગુજરાતી, તન્ન.

૨૪. ૧. ૨. ખ. સુજાતખાંન તે વારૂ વઢીયા, તીર તરકશ દારૂ ઉડ્યાડીયા. ૩. ક. હાથિ; ખ. એકે તો પોતેં હકાર્યો. ૪. ક. સપાઇ; ખ. કો.

એટલે તો હાથી હાંમિદનો આવ્યો  જેણે આભ્યંતર રાખ્યો છે દાવો
ખેંચી કમાન બાંણ જ મેહેલે  આપે સુજયાતખાં રણમાંહિ રેલે ૨૫

તાંણી તરકશ તાં મુકયાં છે તીર  માર્યા તે મોહોટા વીરાધીવીર
ઘોડે ત્રાંબાલુ ફરકે નીસાંણ  રમે સુરા ને કાયર ભંગાંણ ૨૬

લોહલંગર પેહેરી હામિદખાં બેઠો  આપે ઉઘાડી ચીતામાં પેઠો
'સાંભલો હેમદખાં અમારી વાંણ  નહી રે જાવા દેયુ લેવુ છુ પ્રાંણ' ૨૭

એવુ કહીને ધાયો જ દીધો  પાડી ફલધી ને ઉઘાડ્યો કીધો
હામિદખાંન સાથે બેઠા જણ પાંચ  લોહોની અંબાડી, આવી નહી આંચ ૨૮

જોધા માર્યા ઘણા જાયે છે ભાગા  આવા ઓચંતા ધાયો જ વાગા
લખ્યું કિરતારનૂં કોણ જ ટાલે  પોતે પોતાનૂં મોત સંભાલે ૨૯

સાહામાંને લોહે સહિબ શું પ્રીતે  વાયકો હુયો એણી જ રીતે
મોઠીયે ગાંમે હુયાં રણ સાઠાં  કાયરનાં લશકર દોહો દશ નાહાઠાં ૩૦

હસન કુલીયેં સાંભલી વાતો  આવ્યો રણ લેવા એકલો ધાતો
ખાંડે ને ખેડે મેહલે છે બાંણ  માર્યા મરેહેઠા પાડયૂં ભંગાણં ૩૧

વાંકડા ફાંકડા વેશ છે જેહેના  નાદ ઉતાર્યા હેલામાં તેહના
હામતખાંન-સુધી માર'તો ધાયો  કપટ કરીને તેન્હે તો સાહો ૩૨

---

૨૫. ૧. ક. હીમદનો. ૨. ક. શખો; ખ. તણ્યે. ૩. ક. ષેચી, મેલે; ખ. કંમાણ્ય બાણ તે. ૪. ક. રણમાં; ખ. પોતે સુજાતખાં.

૨૬. ૧. ક. ત્રણ તરકસનો નાંષો છે; ખ. ત્રણ્ય; ગ. ખેચે છે. ૨. ક. મારો મોહોકમ; ખ. વીરાખ્યવીર. ૩. ખ. વાગે ત્રંબાલૂ ને ગડગડે નીશાણ; ગ. તંબાલુ વાજે ગંગંડે નીશાણ. ૪. ખ. રાઢયેં કાઈર.

૨૭. ૧. ક. લંઘુર પેરી હેમદષાં. ૨. ગ. ઉગારી ચંતામાં. ૩. ખ. સાંભલ હિંમતખાંન આમારાં બાણ; ગ. મારૂ છુ બાણ. ૪. ખ. નહી જવા ઘોં લેઇશ પ્રાણ.

૨૮. ૧. ખ. હાહવું કહીને ઘાઉ. ૨. ક. ઉગારી લીધે. ૩. ક. હીમદષાં પાસે. ૪. ખ નાવે જી.

૨૯. ૧. ક. મારા ઘણું; ખ. જોધ. ૨. ખ. એટલે ઘાઇ ઓચીંતા લાગા; ગ. આવે. ૩. ક. લખુ કરતારનુ કોણ જ ટાલે.. ૪. ગ. મરણ.

૩૦. ૧. ક. સાંમોને, સાહબ સુ; ખ. લોહોડો, પ્રીત્ય. ૨. ખ. વાંકો તે થયો એણી તાં રીત્ય. ૩ ક. માં ઠાંમ; ખ હોઆ; ગ. મુકીએ. ૪. ક. લસકર દો દષ નાઠાં; ખ. કાઈર.

૩૧. ૨. ક. એકલાધો. ૩. ક. આપે મુકતો; ખ. બાણ. ૪. ક. મારા મરેઠા પાડુ ભગાંણ.

૩૨. ૧. ક. જેતા; ખ. ગ. વાંકા; ખ. વેસ. ૨. ક. ઉતારા, તેના. ૩. ક. હીમદષાં સુ; ખ. મારક (?); ગ. મારવા. ૪. ક. તેને; ખ. તાં.

શલ્ય પડી ને જુધ તો રહું    અભરાંમ કુલીને જાણ જ થયૂં
હાથી શણમારી કારંજયે આવ્યા    બારે દરવાજા વેગેં દેવરાવ્યા ૩૩

પોતે તો તજીયૂં અંન નેં પાંણી    'મારૂ હેમદખાં' એહુવૂં મંન જાંણી
'શું કરૂં જો સહુ સાંમદ ખોટા    લડવા નવ્ય દ્યે કો મુતસદ્દી મોહોટા' ૩૪

ખુસાલસા સેઠે નવારાં કીધાં    ઉઘાડી પોલ ને શેહેરમાં લીધાં
હેમદખાં આવી ભદરમાં બેઠા    અભરાંમ કુલી ચ્યંતામાં પેઠા ૩૫

હેમદખાં તો એણી પેહેરે કાહાવે    'અભરાંમ કુલી મલવાને આવે'
ફરીદખાં બાધુર ચતુરસુજાંણ    તેન્હાં પ્રાક્રમનાં કરૂં વીખાંણ ૩૬

અભરાંમ કુલી આવી ઊઠાડ્યા    પોતા - સરીખા સાથી સોંઢાડ્યા
'બેસી શું રહ્યા? કપટ જ થયુ    અમારૂ સાહુ રેખ ન રહુ ૩૭

તમારા બાંધર થાઉ છુ અમો    આ જીવને સટે અમારે તમો'
એવુ કેહેતામાં ચઢી છે રીસ    પગની તો ઝાલા લાગી છે સીસ ૩૮

અભરાંમ કુલીયે વાત વીચારી    એવો મનસુબો મંનમાં ધારી
'અવે જો પાછી કાહાઢીસુ આજ    માહારા તો કુલને લાગસે લાજ ૩૯

થાઓ સાવધાન, હથીઆરાં બાંધો    સુબા - સાથે જઈ વેર જ સાધો
હીમતખાં - સાથે કરવી લઢાઈ    કેહેવા લઢો છો બાધરમાં ભાઈ' ૪૦

---

૩૩. ૧. ક. રહુ; ખ. જુધ લીધૂંને રણ તાં રહુ. ગ. જુધ કીધુ ને રણ તાં રહુ. ૨. ક. થયુ; ખ. ઇભરાંમ કૂલીને જાણ તે. ૩. ક. સણમારી કારંજ; ગ. કાહરંજે. ૪. ક. બાર, વેગે;

૩૪. ૧. ક. તજીયુ, ને. ૨. ક. મારૂ, એવુ; ખ. હીમતખાંન, મન. ૩. ક. સુ કરૂં; ખ. જો સા...છે ખોટા. ૪. ક. નવ્ય કો મુસદી મોટા; ખ. ન દે; ગ. મંનસુબે મોટા.

૩૫. ૧. ખ. ખૂશાલસાહે નવારાં. ૨. ક. સેહેરમાં; ખ. પોલ ઉઘાડી શેહેરમાં લીધા; ગ. ઉઘાડી દરવાજા. ૩. ક. ભધરમાં. ૪. ક. ચંતામાં; ખ. ઇભરામ.

૩૬. ૧. ૨. ખ. માં નથી. ૧. ક. પેરે તો; ૩. ખ. ફ્રિયાદખાં બાંધર, સુજાણ. ૪. ક. તેના, કરૂં; ખ. પરાક્રમના, વખાંણ.

૩૭. ૧. ક. આવિ ઉઠાડા; ખ ઇભરાંમ. ૨. ક. પોતાં, સુઢાડા. ૩૭. ૧-૪ થી ૪૧ સુધીની પંક્તિઓ ખ. માં નથી. ૪. ગ. અંમારૂ રાખુ નાંવે રહુ.

૩૮ ખ. માં નથી. ૨. ગ. અંમારા જીવ શાટ છ તંમ. ૪, ક. લાગીત; ગ. ઝહાલા.

૩૯ ખ. માં નથી. ૧. ગ. આવી વાત. ૨. ગ. એવાં મનંમા મનસુબા ધારી. ૩ ગ. જોરે પાછાં કાઢું છુ. ૪. ગ. મારી કુલ કેરી જાએ છે લાજ.

૩૯, પછી ગ. માં આટલો વધારોઃ અંભેરામ કુલીએ સાથી તેડાવે, ઠબાં ભરીને રૂપીયા આપે.

૪૦. ખ. માં નથી. ૨ ગ. હીમેતેખાન સાથે. ૪. જ બમરને ભાઈ.

સર્વે મલીને કરે વીચાર 'આંમે તો મરવુ એક જ વાર'
જીવા-કેરી તો ન રાખી આસ સાથી પોતાના કેડે પંચાસ ૪૧

બેઠા સુખપાલે, પીછીયો થાયે પોતે ભદરમાં મલવાને જાયે
ડેડીદારે તો મુજરાં તાં કીધાં 'મૂંકો હથીઆરાં, જાયો સહુ સીધા' ૪૨
એવુ કેહેતામાં કોપમાં ચઢીઆ માર્યા દેડીદાર પાંચે તાં પડીયા
ઉતરા સુખપાલથી પલવટ વાલી ખાંડાં, ખેડાં ને આપ સંભાલી ૪૩

બાંહિ ચઢાવીને બાંધી છે ચાલ થયો કૃતાંત-સરીખો કાલ
મુંછના મુચાલા ઉભા તો થયા ચાર કુલંગે કચેરીમાં ગયા ૪૪

આવંતો દીઠો માહા ઝૂઝાર ઊઠી ઉમરાઓ નાઠો તે ઠારિ
હાલકહુલક ત્રાસ જ પડીયા કાહાડી સમસેરો ભદરમાં અડીયા ૪૫

જેણે હઈડામાં રાખુ છે કૂડ વાલો દેહેવટ ને પાડૂં રણુ સૂડ
કાહોના હાથ ને ભાગા છે ચર્ણ નાઠા અધસસતા, પાંમ્યા કૈ મર્ણ ૪૬

લોક મારીને આઘેરો ધાઈ હેમદખાં ઉપર કરવાને ધાઈ
પેથીએ આવી ઢાલ ધરાવી માર્યો ઝટકો ને ચોટ ભુલાવી ૪૭

ત્યાહારે પોતાને ચઢી છે રીસ પેથા પાપીનૂં છેદૂં છે શીસ
હેમદખાં નાસી જનાંને ગયા અભેરાંમ ફુલી પૂંઠે તો થયા ૪૮

---

૪૧. ખ. માં નથી. ૩. ગ. રાખવી. ૪. ગ. શાથે; પંચાશ.

૪૨. ૧. ક. સૂપપાલે; ખ. પિછી તાં થાઈ. ૨. ક. આપે ભધરમાં; ખ. જાઈ. ૩ ક. મુજરો કીધો; ખ. છડીદારે આવી. ૪. ક. મુકો, સીધો; ખ. હથીયાર નૈં જાઓજી

૪૩ ૧. ખ. ખરૂ, કોપે; ૨. ક. મારા; ખ. હોદ્દડીદાર પાંચ જે પડીઆ; ગ. માટે દેવડીદાર, તહી પડીઆ. ૩. ખ. ઉતાર્યા. ૪. ખ. ખાંહુને ખેંડ્ડ પોતે; ગ. ખાંડુ ખેડે પોતે.

૪૪. ૧. ક. બાહે ચઢાવી બાંધી તાં. ૨. ખ. થયાં કોપે શરીખા તાં કાલ; ગ. અદરાની શરીખા. ૩. ક. મુંછો; ખ. વાલ તે, તાં થયાં. ૪. ક. કચેરિ, ગ. કચેરી.

૪૫. ૨.ક. દીઠો કૃતાંત સરીખો કાલ. ૩. ખ. પડીઆ. ૪. ક. કાઢી, સભામાં; ખ. પલીઆ; ગ. લડીઆ.

૪૬ ગ. માં ૧–૨ ને બદલે ઉત્તરાર્ધ તરીકે આમ છેઃ જેણે હઇઆમાં રાખુ છે કુડ મારપઠણ તહ પાચશાહે. ૧. ક. કુડ; ખ. હૈયાશું રાખ્યૂં તૂં. ૨. ક. સુડ; ખ. કેહવટ પાડૂ. ૩. ખ. કો નાહાઠા કોના ભાગા. ૪. ખ. કો અધસરતા રહ્યા પાંમ્યા છે; ક. ગ. મરણ.

૪૭. ૧. ક. જાય; ૨. ક. ધાય; ખ. હીંમતખાન. ૩. ક. આવીને ધરાવિ. ૪. ક. મારો છાટકો, ભુલાવિ; ખ. તે.

૪૮, ૨ ક. પાપીનુ છેદ્યુ; ખ. છેદ્યૂં તાં. ૩. ખ. હિંમતખાં નાહાઠો જનાંને જઈ. ૪. ક ફૂલિ પૂઠે; ખ. ઇભરાંમ, તાં થાઇ; ગ. થાએ.

સર્વે મલીને કરો વીચાર 'આમે તો મરવુ એક જ વાર'
જીવા-કેરી તો ન રાખી આસ સાથી પોતાના કેડે પંચાસ ૪૧

બેઠા સુખપાલે, પીછીયો થાયે પોતે ભદરમાં મલવાને જાયે
ડેડીદારે તો મુજરાં તાં કીધાં 'મૂંકો હથીઆરાં, જાયો સહુ સીધા' ૪૨

એવુ કેહેતામાં કોપમાં ચઢીઆ માર્યા દેડીદાર પાંચે તાં પડીયા
ઉતરા સુખપાલથી પલવટ વાલી ખાંડાં, ખેડાં ને આપ સંભાલી ૪૩

બાહો ચઢાવીને બાંધી છે આલ થયો કતાંત-સરીખો કાલ
મુંછના મુઆલા ઉભા તો થયા ચાર ફલંગે કચેરીમાં ગયા ૪૪

આવંતો દીઠો માહા ઝૂઝાર ઊઠી ઉમરાઓ નાઠા તે ઠારિ
હાલકહુલક ત્રાસ જ પડીયા કાહાડી સમસેરો ભદરમાં અડીયા ૪૫

જેણે હઈડામાં રાખુ છે કૂડ વાલો દેહેવટ ને પાડૂં રણુ સૂડ
કાહોના હાથ ને ભાગા છે ચર્ણ નાઠા અધસસતા, પાંમ્યા કૈં મર્ણ ૪૬

લોક મારીને આઘેરા ધાઈ હેમદખાં ઉપર કરવાને ધાઈ
પેથીએ આવી ઢાલ ધરાવી માર્યો ઝટકો ને ચોટ ભુલાવી ૪૭

ત્યાહારે પોતાને ચઢી છે રીસ પેથા પાપીનૂં છેદ્યૂં છે શીસ
હેમદખાં નાસી જનાંને ગયા અભરાંમ કુલી પૂંઠે તો થયા ૪૮

---

૪૧. ખ. માં નથી. ૩. ગ. રાખવી. ૪. ક. શાથે પંચાશ.

૪૨. ૧. ક. સૂષપાલે; ખ. પિછી તાં થાઈ. ૨. ક. આપે ભધરમાં; ખ. જાઈ. ૩ ક. મુજરો કીધો; ખ. છડીદારે આવી. ૪. ક. મૂકો, સીધો; ખ. હથીઆર નેં જાઓજી

૪૩ ૧. ખ. ખરૂ, કોપેં; ૨. ક. મારા; ખ. દોહડીદાર પાંચ જે પડીઆ; ક. માટે દેવડીદાર, તહી પડીઆ. ૩. ખ. ઉતાર્યા. ૪. ખ. ખાંડુને ખેંડુ પોતે; ગ. ખાંડુ ખેડુ પોતે.

૪૪. ૧. ક. બાહે ચઢાવી બાંધી તાં. ૨. ખ. થયાં કોપે શરીખા તાં કાલ; ક. અદરાની શરીખા. ૩. ક. મુંછો; ખ. વાલ તે, તાં થયાં. ૪. ક. કચેરિ, ગ. કચેરી.

૪૫. ૨.ક. દીઠો કતાંત સરીષો કાલ. ૩. ખ. પડીઆ. ૪. ક. કાઢી, સભામાં; ખ. પલીઆ; ક. લડીઆ.

૪૬ ક. માં ૧-૨ ને બદલે ઉત્તરાર્ધ તરીકે આમ છેઃ જેણે હઇઆમાં રાખુ છે કુડ, ખ. કેહવા મારપઠણ તહ પાચશાહે. ૧. ક. કુડ; ખ. હૈયાથું રાખ્યું તું. ૨. ક. સુડ; ખ. કેહવા પાડૂ. ૩. ખ. કો નાહાઠા કોના ભાગા. ૪. ખ. કો અધસરતા રહ્યા પાંમ્યા છે; ક. ગ. મરણ.

૪૭. ૧. ક. જાય; ૨. ક. ધાય; ખ. હીંમતખાન. ૩. ક. આવીને ધરાવિ. ૪. ક. મારો છટકો, ભુલાવિ; ખ. તે.

૪૮. ૨ ક. પાપીનુ છેદ્યુ; ખ. છેદ્યૂં તાં. ૩. ખ. હિંમતષાં નાહાઠો જનાંને જઈ. ૪. ક. કૂલિ પૂઠે; ખ. ઇબરાંમ, તાં થાઇ; ક. થાએ.

ખોલા ખંખોલ્યા, નવ્ય લાધી ભાલ    આવીને પોહોતો પોતાનો કાલ
સૂરાનો હરખ મોટો પ્રમાંણ    તેણી તો રીત્યે છંડ્યા છે પ્રાંણ ૪૯

સવા પોહોર સુધી હાક જ વાગી    ગુજરાતિ રહીઅલ દો દસ ભાગી
એહવૂ જ્યુધ તે ભદરમાં થયૂં    સાંમદખાને સંક્ષેપે કહુ ૫૦

હીમદખાંને તો હીમત્ય જોઈ    'એહવો સૂરો ન દીઠો કોઈ
માટીમાં ભેલીને ગોહર્ય ચણાવો    એહની તો સમરથ્ય અંહીઆં અણાવો' ૫૧

તે પછવાડે તો સંન્ય અણાવે    પોતે પોતાનો અમલ જણાવે
તાર પછે તો સેહેરમાં શૂં થયૂં    ખુશાલસાને તો નબાપે કહ્યૂં ૫૨

ગાંમ-પરાનિ ચોથ તો લીજે    તે તો મરેહેઠા કંથાને દીજે
શેહેરની ખંડની લીજે આજ    રૂસ્તમ-કેરાં કરવાં છે કાજ ૫૩

મોહોટા-મોહોટેરા લીધા વેહેપારી    આપે તો સેઠે પરજા ઉગારી
એહુ ભાઇનો વાંકો જે થયો    તે તો સમાચાર રૂસ્તમને ગયો ૫૪

સાંભલી હઇડે લાહિ જ લાગી    'નાહાના-મોહોટાની ખેલ જ ભાગી
એથી અદિકેરૂં વેર તે કીહુ    મારા પાખિ પાંણી નવ્ય પીયુ ૫૫

પાઘ ઉતારી ફેટો જ બાંધો    હામિદખાં-સંધાથે વેર જ સાંધો
પીલુજી-સંધાથે વેર છે આધે    માંડિ કટકાઇ દાહાડી તે વાદે' ૫૬

---

૪૯. ૧. ક. લાગી; ખ. ખંખોલ્યા ન; ગ. ખંખોલી. ૨. ખ. આવી પોહોતે છે. ૩. ક. સુરાનો; ખ. હક જેહવો પરમાણ; ગ. સુરા નર તે એવો. ૪. ક. રીતિ; ખ. તેણા રીત્યે. ગ. માં ૪. પછી વધારો: એણ પોતાના કટર મારે છે પેટ. ગ. છુટે છે.

૫૦. ખ. માં પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ ઉલટાસુલટા છે. ૧. ક. પોર સુધિ તો; ખ. સુધી. ગ. સુધી તે. ૨. ખ. માં નથી. ગ. નાઠી. ૩. ક. એવુ તો જ્યુધ ભધરમાં થયું; ખ. યુદ્ધ. ૪. ખ. માં નથી; ગ. એકે જી અમ ના જાણ કહુ.

૫૧. ૧. ખ. હિમતખાંનને હિમત જોઇ. ૨. ક. ભધરમાં બેઠો દીઠો નહી કોઇ; ગ. એવા સુબા મે નવિ ડીઠુ કોઇ. ૨. પછી ખ. માં હાંસિયામાં ઉમેરલુ: બોલ્યો તે તેનું શૂરાતન જોઇ. ૩. ક. ઘોર ઘલાવો; ખ. ભેલો; ગ. લાવીને. ૪. ખ. સમરથ્યને.

૫૨. ૧. ૨. ગ. માં નથી. ૧. ખ. ખોદી હવેલી ધંન્ય અણાંવો. ૩. ખ. ત્યહવાર પૂછે, ૪. ખ. ગ. ખુશાલશાહ નવાબને.

૫૩ ૧. ખ. ગામપુરાતી; ગ. ગંમપુરાતી, ૨. ગ. ગંનીમ કંથાને. ૩. ક. ગ. ખરણી.

૫૪. ૨. ખ. આપે તો પોતે પરજા ન ઉગારી; ગ. આપે નબાપે. ૩. ક. ખ. ભાઇને વાંકો; ગ. ભાઈનું વાંકું. ૪. ખ. તેહવો; ગ. તેનાં.

૫૫ ૨. ખ. બાહાંના. ૩. ક. અધકૂં. ૪. ખ. સુરા.

૫૬. ૧. ખ. પાઘડા; ગ. મહાઘ. ૨. ખ. ગ. સાથે. ૩. ખ. ગ. સાથે. ૪. ખ. કડકાઇ, વાધે.

રૂસ્તમેં મંન વિમાશી વાત — 'માહારે તો જાવું શેહેર ગુજરાત
માહારે પીલૂનો તાંતો જ ત્રૂટે — જાઉં ગુજરાત તો સુરત લુંટે' ૫૭

પોતાના સાંમદ મેલી પૂછે છે — 'કોહોજી, આપણે શૂં કરવૂં ઘટે છે?'
મેલ કરવાનો આંણ્યો વિચ્યાર — તેડ્યા પીલૂજી, નવ્ય લાગી વાર ૫૮

એક્એકની વાચ્યા તાં દીધી — પીલુએ રૂસ્તમને સલાંમ કીધી
પ્રીત્ય કરીને બેહુ જણ માંણ્યા — રાંમ ને રહીમાંન વચ્ચમાં આણ્યા ૫૯

પડો વજડાવે, કરે સજાઈ — સલા છે ભલા કરવા ભલાઈ
ગડે નીશાંન, ઘાઓ જ દીધા — પંનર હજારના તસીઆ ત્યાંહા લીધા ૬૦

જોજો અસવારી - ફેરો ત્યાંહાં તેગ — હડોલે કીધો કાંમદાર બેગ
હાથી - ઉપર ધજા ફરૂકે — ફછી, સુલતાંની કુંતલ હુકે ૬૧

ગુજ્યરાતિ વાજા વિધ્યવિધ્ય વાજે — ત્રણ્ય-હજારી હડોલે છાજે
જમણી તો પાશાં અસત્યખાંન — જેહને રૂસ્તમનાં અતિઘણાં માંન ૬૨

તેહેની તો પાશાં તુરાઈ વાજે — વઢતા તો વાઘે, કોયે નવ્ય ભાજે
ખખતેરીયા પાખરીયા ઝુઝાર — સોઢીનેં આવ્યા ત્રણ હજાર ૬૩

પાછલ્ય હાથી હલકાર્યો હોદ્દો — માંહિ તો બેઠો સાહિબજાદો
દીસંતો જાંણે ચંપાનો છોડ — ફટકાઈ કરવાતુ અતિઘણૂ કોડ ૬૪

તેહેની તો પાછલ્ય ચાલે નવ નિધ્ય — વાજાં તો વાજે દક્ષણી વિધ્યવિધ.
આપે તો પોતે રીસનૂં જાલૂં — 'હવડાં કાકાતુ જઈ વેર જ વાલૂં' ૬૫

---

૫૭. ૧. ક. મનસાં વિચારિ. ૨. ક. ટ્રૂટે; ગ, તુટે. ૪, ખ. હું રે જાઉં તો; ગ. જોરે જાચ્યવુ તાં.
૫૭. પછી ગ. માં આટલું વધારે: રૂસતંમ શાહકચ્યલી તેડાવે, વેગે શું શાહક- અલીખાન આવા:: રૂસ્તમ મુખેથી એણી પેરે બાલે, નવ ખંડમાં તંમારે નહી કાઇ તોલે:: તંમં રાગ (?) કેહેવચ્ય અમારા, શારફખાઅઅલીને સુરત શાથી તેડવા જાવ.

૫૮. ૨. ક. કોહો ભાઈઓ સુ; ખ. કરવૂં છે.

૫૯. ૧. ખ. ગ. વચન. ૨. ખ. પીલુ રૂસ્તમે.

૬૦. ૧. ક. વજડાવિ કિધિ. ૨. ખ. ગેડી નિશાનેં; ગ. ગેડી. ૪. ખ. તસૈહા.

૬૧. ૧. ખ. ફેરી તે ટેક. ૪. ક. કુંતલમાં ફૂંકે.

૬૨. ૨. ક. તેહેનો છે તાછે; ગ. એહીને છાહાજે. ૩. ખ. તેન્હી તો જોઅે અસકખાંન. ૪. ખ. અદ્દિકેરાં.

૬૩. ૧. ખ. ગ. પાછલ. ૨. ખ. વીરા કચંરયેહે ન. ૩. ૪. ગ. માં નથી. ૩. ક. બષતર પાષરિઆ માહાજૂઝાર. ૪. ખ. પાંચ હજાર.

૬૪. ૧. ક. પાછલથી, ૨. ક. તેગાં તો બેઠો ઓક. ૪. ખ. કરવાને અતિઘણા.

૬૫ ૧. ક. તો સાથે; ૬૫. ૨. પછી ખ. માં આટલું વધારે: ડાબી પાછલ કીધી છે હાહાર, કાજંસબેગખાં સોટે અસવાર.

પાંચ સેહે આરબ કાલા નેં પાલા — વાજાં વજાડે, કુદે કોદાલા
કાલા વાજણા કરંતા કોપ — ત્રણ્ય હાથની હાથમાં ધોપ ૬૬

પાંચ-હજારી સાથે તો ચાલે — તેહેની તો પાછલ રૂસ્તમ માહાલે
ડાબે ને જમણે કેટલા જાણું — રૂસ્તમ-કેરી શોભા વિખાંણું ૬૭

તુરકી, અરબી શાહીએ કેકાંણ — કછી, મુલતાંની કરૂ વિખાંણ
એવા તો ઘોડા કતલમાં સોહે — પલાંણ પીરોજા દેખી મંન મોહે ૬૮

તેહેની તો પાછલ ઘોડ-વેહેલો ધમકે — બેઠા મુરવ, ચાલે તે ઠમકે
ચ્યાર ને ધજા નેજાલા હાથી — પાખર પેહેરીને બેઠા બહુ સાથી ૬૯

હાથીને બકતર પેહેરાવ્યાં ખાશાં — બિજા રઢીઆલા બેઠા બે ખશાં
મોહોટી નાલો અગાડીએં એસી — ડાહા ગોલમદાર ગયા છે બેશી ૭૦

છત્રનાલો તો ચાલે છે ઘોડે — બેઠા અંગરેચી બલીઆ તાં જોડે
પાંચ શેહે ઊટેં મોહોટી જુંજાલો — બીજી રેહેકલે નાંહાનેરી નાલો ૭૧

એક તો વાજૂં અરબી વાજે — પાંચ હજાર આરબ ગાજે
તેહેની તો પાછલ વઢવાને પેચી — વાજાં વજાડે, ચાલે અંગરેચી ૭૨

તેહેની તો પાછલ વઢવાને જંગી — વાજાં વજાડે, ચાલે ફીરંગી
તેહેની તો પાછલ લાહાર જ કીધી — વાજાં વજાડે, ચાલે છે શીધી ૭૩

ગારદી ઘણા ચાલે છે સંગે — સકલ હથીઆર સજાં છે અંગે
હજારી પૂરવીઓ જેહેની છે હાક — ચાલે છે જમણો, વાગે છે ડાક ૭૪

મુગલાઈ બોલે કચૂઆ સા બોલ — તેહેનુ તો વાજું વાજે છે ઢોલ
તેહેની તો પાછલ વઢવાને ખાસા — હાથમાં સોહે સોંનાના આશા ૭૫

ઢોલ ઢાઢિની વાગે ઘેઘાટ — સોહે સરણાઈ ને તાલ ત્રડાટ
હવે તો હાથી રૂસ્તમનો હલકે — પાંચ પીરોજા નેજાં તો ઝલકે ૭૬

---

૬૬. ૧. ગ. પાંચ હજાર. ૨. ક. કુદાલા. ૩. ખ. વાજાં ને.

૬૭. ૧.–૨. ગ. માં નથી. ૩. ક. ડાબા ને જમણી કુંતલમાં; ગ. ડાબી જેમેણી કટલ.

૬૮. ખ. ગ. માં નથી.

૬૯. ૧–૨ ખ. ગ. માં નથી. ૩. ૪. ગ. માં નથી. ૩. ખ. ચાલે ધજાલા. ૪. ખ. બેહુ.

૭૦. ૧. ૨. ખ. ગ. માં નથી. ૩. ક. ગીડીએ એશી; ગ. તે ફેહે કાંઇ એસી.

૭૧. ૧. ખ. ઘોડા. ૨. ક. બોલી ત્યાંહાં બોલે; ખ. જોડા; ગ. એગરેજી. ૩. ખ. ઝૂઝાલ. ૪. ખ. રે કેટલી નાહાંની તાં નાલ.

૭૨. ૩. ૪. ખ. માં નથી. ૪. ગ. અંગરેજી.

૭૩. ૧. ૨. ખ. ગ. માં નથી.

૭૫. ગ. માં નથી. ૨. ખ. વાગે છે. ૩. ખ. પાછલ પોતાના ખીસા. ૪. ખ. ત્રાંસા.

૭૬. ૧–૨. ખ. ગ. માં નથી. ૨. ગ. હલુવેથી.

સેહેરની નાલ્યો રેહેકલે ઘાલી    ચાલ્યો હઠીલો ફોજ સંભાલી
લોહલંગર પાખરીયા સૂર    ચાલું પરાંઠી સાગર પૂર ૮૭

કૂચ મુકાંમે ચાલ્યા દરખડી    અડાસ-સાંહાંમી ફોજ્યો જઈ અડી
મેહેલાણે જઇને ઉતારા કીધ    સોલ હજારના તસીઆ ત્યાંહાં લીધ ૮૮

પાયક-દલનો તો નાવે ત્યાંહાં પાર    કંથાજી-કેડે વીસ હજાર
વઢતાં જીતાયે માહા દોહીલા    હેવા મોહોટેરા પાંચ રોહિલા ૮૯

તેહેની તો સાથે પાંચ હજાર    હડોલે ચઢવા થયા તૈયાર
બાજ્યેરાઓજી કૂમકે આવ્યા    સતર હજાર મરેઠા લ્યાવ્યા ૯૦

લસકર-સંખ્યા તો નવ્ય જાયે ગણી    સાંહાંમસાંહાંમી ત્યાંહાં આવી છે અણી
બેહુની પાશાં તોપો તો ગાજે    કાંસિ, નેફેરી, કરણાટ વાજે ૯૧

ચઢા હિમદખાં આંણી તો પાશાં    આગલ કીધા રોહિલા ખાસાં
ડાબી તો પાશાં કંથોજી બલીયા    જયમણી તો પાશાં બાજેરાઓજી ભલીયા ૯૨

વચમાં હીમદખાં પોતાનો હાથી    એણી તો રીત્યે ચાલ્યા સહુ સાથી
છૂટે ગોલા ને થાયે ધમરોલ    બૂંબ બહુ ને હાલકહોલ ૯૩

બેહુએ તોપોનાં છુટે જુગાંણુ    સઘલિ ફોજ્યોમાં પડાં ભંગાંણુ
નાલ્યો ગોલાનાં ઝાલ્યાં નવ્ય રહાં    લશકર બેહુનાં એકઠાં થયાં ૯૪

ધ્રૂજે ધરા ને ખેહ નવ્ય સુઝે    નાસે કાયર નેં સૂરા રણ ઝૂઝે
તરૂવારે તાલિ, બાંણે વરસાત    માંહોમાંહે દેખાડે હાથ ૯૫

બાઢે ને ચાઢે કરે હુંકારા    કૂંબે, ઝૂંબે ને બોલે તુંકારા
રેલે, ખેલે ને નાંખે છે ચીસ    નાહાસે, ત્રાસે આણી મંન રીસ ૯૬

---

૮૭. ૧–૪. ગ. માં નથી. ૩. ખ. પેહેરી પાખરીયા. ૪. ખ. ચાલે મરેઠા સાઈરપુર.

૮૮. ૪. ક. ખ. તસેયા. ૧–૨. પછી ગ. માં આટલું વધારેઃ ધરતી ધ્રુંસ્રુંમે નાવેલે ભાર, લડાઇ લડે અપરંમપાર.

૮૯. ૪. ખ. એહવામાં તેડયા.

૯૦. ૩. ક. ગ. કુંમખે. ૪. ખ. હજારી સાથે તો.

૯૧. ૩. ખ. ગ. નોબત્ય વાજે. ૪. ખ. શરણાઈ નેફરી; ગ. નફેરી.

૯૩. ૩. ૪. ગ. માં આ પ્રમાણે છે. છુટે નાલો ધંમાારા થાએ, બુમાબુમ હાલકહોલ ૩. ક. નાલો ને, ધમરોલ.

૯૪. ૧. ક. જ ઘાંણ; ખ. બેહુ તો પાસાનાં. ૨. ખ. સાંસલી, પડ્; ગ. બેહુની ફોજોમાં પડીઉ.

૯૫. ૨. ખ. નવ સુઝે. ૩–૪ ખ. ગ. માં નથી. ૩. ખ. લાલી.

૯૬. ગ. માં નથી. ૧. ક. વાઢાલા ડાઢાલા. ૨. ક. હૂંકારા. ૪. ખ. ત્રાલે.

નાંખે ત્યાં ચીસો હાથી હણકારા    હણહણે ઘોડા, વાગે ભણકારા
કોપે ને ધોપે ઝાપટે ઝટકા    કરે કટારે કાયરના કટકા ૯૭

હાલે ઝપેટયા, લપેટા લાખ    'ભાગ્યા હે' 'ભાગા હે' મુખ કેહે ભાખ
લપેટ, દપેટ ઘણા ગલગાજે    ખુંબ પડે ને બંણગા વાજે ૯૮

રાત્ય-દાહાડો કે સાંઝ-સવાર    સુઝે નહી કો પાલો-અસવાર
હાથીએ હાથી ઘોડા-શુ ઘોડા    ઝૂઝે જોરાલા પ્રાક્રંમ પોહોડા ૯૯

ચઢા વરઘોડે સુરા સુજાંણ    કાયર-કપટીને પડાં ભંગાંણ
ઝુઝાલા-કેરો જાલમ જોર    થઇ ગયું રણ અંધારું ઘોર ૧૦૦

ધારણ્ય ધિરજ કોહોનુ નવ્ય રહ્યુ    કાહેર સર્વેંનું દેહેવટ ગયું
સૂરાને મંન્ય દીવાલી-દીસ    ધડ ઝુઝે ને પડે છે શીશ ૧૦૧

રૂસ્તમ-કેરાં છૂટે છે બાંણ    માર્યા મરેઠા, પાડૂં ભંગાણ
કાહાડી શમશેરો આરબ અડીઆ    જ્યમ તો ગોલેં ચાવલ છડીયા ૧૦૨

પીલૂજીયે મંન વિમાશી વાત    થયો એરડો દેખાડા હાથ
રૂસ્તમ-કેરો લૂટો બાજાર    લીધો ખજાંનો અપરંમપાર ૧૦૩

બાલી નાલ્યો નેં દારૂ લગાડા    લૂટચૂં લશકર નેં ઉડે ધુંમાડા
કેટલુંક લસકર તો વઢતાંમાં ખુટયુ    પાછલ રહ્યું તે પીલુએ લુટચૂ ૧૦૪

ન દીસે દાહાડો, ઉડે ધુમાડા    બાંણ ને ગોલા ચાલે છે આડા
હેંમદખાં હેઠૂં ત્યાંહાં તે જોય    પોતાનૂં લશકર નવ્ય દીઠું કોય ૧૦૫

હાથી હઠાવી ઉતરા હેઠા    અણાવી કુંતલ ઘોડેં તાં બેઠા
ઉંચી નજર કંયે તો ધાલી    પડો નબાપ હોદો છે ખાલી ૧૦૬

એહવૂં જાંણી મરેઠા છૂટે    નબાપ-કેરી સમરધ્ય લૂટે
તડીઆં પાડીને સરવસ્ત લીધૂ    પોતે પોતાનૂં કારજ કીધું ૧૦૭

---

૯૭. ગ. મા નથી. ૩–૪. ખ. માં નથી.

૯૮.–૧૦૧ ખ. ગ. માં નથી.

૧૦૨. ગ. માં ૧૦૨—૧૦૪. ૧–૨. સુધીનો ભાગ ૧૧૦. ૧–૨. પછી મળે છે. ૨. ખ માર્યા રોહિલા. ૪. ક. જેંમ ગોલાએ; ખ. ચડીયા.

૧૦૨. પછી ખ. માં ૧૦૫. ૧. ૨. આપેલી છે. તે પછી આટલું વધારે: રુસ્તમ કેરૂં પાંદુ તો વાગ્યૂ, દક્ષણીનૂં દલ કોહો કરા ભાગ્યૂં

૧૦૩. ૧. ક. વિચ્ચારિ.

૧૦૪. ૧. ક. નાલો પાડીને; ખ. લગાડયો. ૨. ખ. નેં હાથ દેખાડયો. ૩–૪. ખ. માં નથી.

૧૦૫. ૧. ૨. ગ. માં નથી. ૩. ખ. હિંમતખાંને હેવૂં તાં જોયું. ૧૦૬. ૪. ખ. માં વાંચી શકાતી નથી.

પીલુજી આદ્યે દક્ષણી જે કહા — સૌ-કો મરેઠા એકઠા થયા
પીલુએ રૂસ્તમ પાવરા કીધા — કંથે હીમદખાં લુંટીને લીધા ૧૦૮

હેમદખાંયેં મંન વીચારૂં — અંગ-થકી તો બખતર ઉતારૂં
તજી ઘોડો ને પાયક થયો — આવરદા-ઉપર જીવતો રહ્યો ૧૦૯

કંથાને ડેરે નાસીને ગયો — સૌ-કો સરદારે 'કાહર' 'કાહર' કહો
સપાઈ દોહો દશ નાસીને જાય — મારંતા આરબ પુંઠે તો ધાય ૧૧૦

અતિસેં જ્યુધ તો અડાસે થયુ — રૂસ્તમઅલિયે સાથીને કહુ
'કોણ પડીયા? ને કોણુ જ વઢીઆ? — રહ્યા કેટલા? કોણુ રડવડીયા?' ૧૧૧

લીધો તસીયો ત્યાં, નવ્ય લાગી વાર — અસવાર રહ્યા પાંચ હજાર
બાસઠ નાલ્યો તો મેહેજુત રહી — બાકી તો આટારણુમાં ગઈ ૧૧૨

નાલો માંડીને કોટ ચણાવ્યો — સાથી તેડીને ગાંમમાં આવો
ચ્યાર દાહાઢા તો એમ જ ચાલ્યા — ઘેરી મરેઠે ધુમરે ઘાલ્યા ૧૧૩

ઘાસ કે દાણો ન મલ્યાં પાણી — પીડ સિપાહી-કેરી તો જાંણી
વસોનો પટલ આવિને મલીયો — કપટ કરીને તો જઈ ભલીઓ ૧૧૪

મેહેલાંણુ-કેરો તો ઠામ જય છાંડો — ઉપડવાનો સહુ પરપંચ માંડો
કપટ કરીને હીકમત કીધી — નાલ્યો ભરાવીને ડેરામાં લીધી ૧૧૫

દક્ષણીનેં ડેરે વિચ્યાર થાય — 'રખે' એ મુગલો નાહાશીનેં જાય
એ મુગલો માહા જોરાવર કાહાવે — અંહીઆંથી છૂટો તો હાથ્ય નહી આવે' ૧૧૬

'હરહર' કરીને સેન્યા તો છુટી — રૂસ્તમ-ઉપર પડી છે તૂટી
આવીનેં કરવા માંડ્યા છે ભેલાં — નાલ્યો તો મુંકી સઘળી તે વેલાં ૧૧૭

---

૧૦૮, ગ. માં નથી; ૧–૨. ખ. માં ૧૧૦. ૧–૨. પછી આવે છે.

૧૧૦. ૧–૨. ખ. આપે નબાબ નાહાશીને ગયો, કંથાને ડેરે છાનો જૈ રહ્યો. ૩–૪. માં નથી ખ. માં નથી. ગ. માં ૧૧૮ પછી છે.

૧૧૧. ૧. ક. રાત્રી પડીને જુધ તે રહ્યું. ૩. ખ. લઢીયા.

૧૧૨. ૧. ક, ખ. તસેહો; હાંસિયામાં 'તજગરો'. ૩. ક. વિસ નાલ્યો; ખ. મોહોટી જ રહી. ૪. ક. આટારેણુ.

૧૧૩. ૧–૨. ગ. માં નથી. ૪. ખ. ધૂંમડે. ૩-૪. અને ૧૧૪. ૧–૨ ગ. માં ૧૧૦. ૪. પછી આવે છે.

૧૧૪. ૩–૪. ખ. ગ. માં નથી.

૧૧૫. ૨. ખ. ગ. પડપંચ. ૩–૪. ગ. માં નથી. ૩. ક. હીમત્ય દીધી.

૧૧૬. ૩–૪. ખ. ગ. માં નથી.

૧૧૭. ૧. ક. એહેવું કહીને; ખ. સંન્યામાં; ગ. હરહર કરીને કીધી છે હરેડ. ૨. ક. પડીઆ છે તૂટી; ગ. આવા મરાઠ રહતાં રવારી.

પાડી તાલી ને હોઆ જૂંગાણ    પાંચ હજારે મૂંક્યા છે પ્રાણ
તીર ગોલાનાં ઘાણુ જ વાગા    જાએ મરેઠા દો દસાં ભાગા ૧૧૮

ત્યાંહાંથી રૂસ્તમે ખેલ્યો કેકાંણ    આવી વસોમાં કીધાં મેહેલાણ
રૂસ્તમ બેઠા રણુમાં માહાલે    ઘેરી મરેહેઠા ઘુંમરે ઘાલે ૧૧૯

તેર. દાહાડા એમ : જ્યુધ થયુ    સાંમલભટે સંક્ષેપે કહુ

પછે મરેઠાનિ ફોજ્યો થૈ આઠ    વિટો રૂસ્તમને કીધો છે ઠાઠ ૧૨૦

એહવામાં તેડ્યા અસતખાંન    કિરપાસંકરને દીધાં બહુ માન
મુતસદ્દી આવ્યેં બીજા અસવાર    એકઠા મલીને કીધા વિચ્યાર ૧૨૧

રૂસ્તમ કેહે 'સહુ સાંભલો વાત    જેહને વાહાલાં હોય માત નેં તાત
કુટંબ-કેરી કરવી હોય પેર્ય    તે તો પધારો પોતાને ઘેરિ' ૧૨૨

સહુ-કો સિરદારે ગાલ્યું છે માંન    'અહ્મને તો વાહાલા છે રૂસ્તમખાંન'
એટલે 'હરહર' કેહેનાંમાં કરી    ચઢ્યા મરેઠા, રહ્યા તરવરિ ૧૨૩

કિરપાશંકર જેહનૂં છે નાંમ    ઉઠી રૂસ્તમનેં કીધી સલાંમ
'દીજે હુકંમ, વેણુ તમારૂ    આજનૂં જ્યુધ્ય જુઓ અમ્હારૂં ૧૨૪

તમો છો સાહબ મારે તો માથે    મારૂ મરેઠા હઠાવું હાથે
દક્ષણી મરેહેઠાનો ફેડૂં ઠાંસ    તે કેહેજો નાગર-બંદો સુજ નાંમ' ૧૨૫

અહ્વૂં કહીને આયુધ સજ કીધાં    એરેશી હજારમાં રેડવિને દીધાં
પાછલથી ઉઠ્યા અસદખાંન    સૌ-કો સરદારે દીધાં છે માંન ૧૨૬

આવિ રૂસ્તમને કીધી સલાંમ    'સાહબ સોંપો તે કરૂ હુ કાંમ
લુંણુ-ઓસીકલ તમારો થાઉ    ડાબે મોરચેં એકલો જાઉં ૧૨૭

---

૧૧૮. ૧. ક. પાડી નાહ્યો ને જોર જઘાણુ. ૨. ક. હજારના લોધા છે. ૩. ૪. ખ. માં નથી.

૧૧૯ ૧. ખ. કેહેકાણુ. ૩. ૪. ગ. માં નથી. ક. માં ઉલટા ક્રમે. ૪. ક. મરેઠો; ખ. ઘૂંમડે.

૧૨૦. ખ. માં નથી. ૧. ૨. ગ. માહા પેરેંનુ જુધ થઊં, શામળ ભટ કેહે શુ આજ કહુ. ૩. ૪. ખ. ગ. માં નથી.

૧૨૧. ગ. માં નથી. ૨. ક. કરપ્માસંકરને. ૩. ખ. બહુ સિરદાર. ૪. ખ. નામ લ્યૈતામાં નાવે પાર.

૧૨૩. ૪. ગ. ઘેહર.

૧૨૩. ગ. માં નથી.

૧૨૪. ૨. ગ. માં નથી. ૩. ૪. ખ. માં ઉલટાસુલટા.

૧૨૫. ૧. ૨. ખ. ગ. માં નથી. ૩. ક. કુસમન સરૈંતા ફેડૂંજી. ૪. ક. બંધો.

૧૨૬. ગ. માં નથી. ૧. ક. ચઢયો ઘોડે ને. ૨ ખ. રૈડીને. ૩. ક. એવામાં આવ્યા. ૪. ખ. નથી.

૧૨૭. ૧. ૨. ગ. માં નથી. ૧. ખ. નમી રુસ્તમનેં કીધો પરણામ. ૨. ખ. માં નથી. ૩.-૪. ખ. માં ઉલટા ક્રમે; ૩. ખ. આજ હું થાઉં.

જે રે જાયે છે તેન્હે તો મરવૂં   બાંધી શમશેર તો લડતા શૂં ડરવૂં"
આગલ કીધા એહવા તો સાથી   પાછલ રૂસ્તમે હલકારો હાથી ૧૨૮

ડાબા તો જમણી બીજા અસવાર   નાંમ લેતાંમાં નવ્ય આવે પાર
ભાલા અણીઆલા, બાંણુ, ત્રિશુલ   ચઢા વઢે, લે રાઢનુ મુલ ૧૨૯

જેહેની તો પાછાં દોટ દોડાવે   મારે ચકચુર, માગ્ય પડાવે
ભૂત, ભૈરવ ત્યાં કુતાહલ કરે   આકાશદેવ્યા ખપર ભરે ૧૩૦

સુરા નેં પૂરા અણીઆલા ભાથી   ધીરા ને વીરા હઠાવે હાથી
ફેરી નેં ઘેરી ઘાઓ જ દેતા   દોડી ને ચોહોડી પ્રાંણ જ લેતા ૧૩૧

ફુંએ ને ઝુંએ, ધૂંમેં ને ગાજે   દેખી મુગલાને દોહો દશ ભાજે
ઘોડે ને જોડે પોહોડા છે પુરા   વાજે નેં નાદે રમે રણશુરા ૧૩૨

ચીસે ને રીસે, પાડે ને તાડે   ઝુડ ડોલે ને દોદશાં વાઢે
ઝટકે ને કટકે ઉડાડે કેને   દે છે સમશેરો પાધરે થૈને ૧૩૩

મલ્યા મરેઠા પૂરા ત્યાંહાં લાખ   તેહમાં રૂસ્તમની પડે છે હાક
સાંમલ કેહે, સું કહું વિવેક   માહારા મુખમાં જીહ્વા છે એક ૧૩૪

સાગરનૂં પાંણી, તારા ગણાય   રૂસ્તમના જ્યુધ્યનો પાર નવ્ય થાય
કરાં મરેઠે મોહે વીખાંણુ   એહવું સાંભલી બાંધાં બંધાંણ ૧૩૫

ધૂંમરે ઘાલી અલગા રેહે છે   ફરતાં ગામડાં લૂટીને લે છે
ઘાસ ને દાંણોપાંણી નહી મુંડે   રાત્ય ને દાહાડો ઉતરવૂં કુંડે ૧૩૬

દાહાડી નવનવાં જૂજૂવા જોર   અઢાર દાહાડા કીધો ધનઘોર
પાદશાહી દલની જુએ છે વાટ   નાવી કુંમખ ને થયા ઉચાટ ૧૩૭

---

૧૨૮. ૨. ક. તો દુસમન સાથે લડતા; ગ. દખણી શાથે તે લડતાં.
 ૨. પછી ગ. માં આટલું વધારે, કીરપાશંકર તે તઇઆર જ થયા, ડાબે મોરચે એકલા ગયા. ૪. ખ. પીલ્યો છે.

૧૨૯, ગ. માં નથી. ૧. ખ. સિસદાર.

૧૩૦. ૧. ૨. ગ. દખણી એ તો પછાડી તે વાર, મારી કીધુ ચકચુર ભંગાણ પડાવુ.
 ૨. ક. ભેલ પડાવે. ૩-૪ ગ. માં નથી.

૧૩૧. ગ. માં નથી. ૨. ક. નાં હઠાવ્યા. ૩. ખ. દેઅંત. ૪. ખ. લેઅંત.

૧૩૩. ગ. માં નથી. ૧-૨. ખ. રીસે નેં ચીસે નાહેસે ને ત્રાસે, નાવી ચઢે કો તેન્હે પાસે. ૪. ક. જૈને.

૧૩૪. ૧. ક. શાખ્ય.

૧૩૫. ગ. માં નથી. ૨. ક. રૂસ્તમનું જ્યુધ્ય પુરૂં. ૪. ખ. તે ફૂં સાંભલી બાધૂં.

૧૩૬. ૧-૨ ગ. માં નથી. ૩. ખ. પાંણીને મુંડે; ગ. મુખે. ૪. ખ. કુંડે; ગ. ભુખે.

૧૩૭. ૨. ક. ધમઘોર.
 ૧૩૭. પછી ખ. માં આટલું વધારે ગારમા પદીઆ દાક તાં પૂરા, અસંખ્ય અનેક અરાબા છુટા.

દહાડે અઢારે બેઠા પરભાતે    સાથી-સંધાયે ઉખલીયા વાતે
'સમરો સાહિબ નેં ચઢો આ વેલાં    આજ આપ રણે ફરવાં છે ભેલાં' ૧૩૮

પોતા-સરીખા શીતેર રહ્યા    બાકી તો ફટકે ઉડીને ગયા
પરથમ પીલૂજીયેં દગો દીધો છે    લુંટું લસકર ને કોપ કીધો છે ૧૩૯

બીજે તો કંથડ કોલી મેહેવાશી    દીધો રત્યેઓ, કીધિ બહુ હાશી
દલપદ પાધરીએ ઢાંકણું ઝાલ્યું    આગલું-પાછલું વેર જ વાલ્યુ ૧૪૦

બીજા બેરડા ગુન્યરાતિ બહુ    તે તો જાંણો છો મંનમાં સહુ
એટલા પરપંચ માંથે થયા છે    ત્યાહારે રૂસ્તમખાં માર્યા ગયા છે ૧૪૧

મારી બુધ્યે સારૂં જેટલું લહૂં    રૂસ્તમ લડયાની વાત જ કહૂં
સાંભલતાં કાયર સૂરો નર થાય    વાધે પુંન્ય ને પાતક જાય ૧૪૨

પાદશાહી દલની મૂંકી છેં આસ    એક સાહિબ-શું રાખ્યો વિશ્વાસ
શાજાં વાંહાણાંમાં સજાં હથીઆર    રેડી દિધાં માંહે ન લાગી વાર ૧૪૩

ફરા કૂંડામાં, હાલક પડીયા    દોહો દશ-ચકિ મરેઠા ચડીયા
રૂસ્તમ કેહે 'આજ કરવું છે કાંમ    મોહોટા મરદુંમી રાખીસું નાંમ' ૧૪૪

કાઢી સમસેરો, મૂછયો તો મરડી    ધાઓ દીધા છે દાંત જ કરડી
લપેટાઝપેટા વાઢા કે વાટે    ધાટ ધડા એમ ધણાને ધાટે ૧૪૫

વિજલી-કેરા ઝબુકા ઝંમ    તરૂવારો ચમકે તરતીબે ત્યંમ
ધ્રૂમધ્રુમે ધરતિ, ધ્રૂકારે ધ્રૂજે    ખેય ઉડે ને કાંયે નવ્ય સુજે ૧૪૬

દાતા ઝૂઝારનિ સોભે છે દેહ    ગાજે ગુણવંતા અસાડો મેહ
સરણાઈ-કેરા ઢહુકા થાય    ગરુઆ ગુણવંત ધણા જસ ગાય ૧૪૭

'ભલો ભલો' કે વિખાંણે ભાટ    વિર-હાક પડી, વરત્યો તાંહાં ઠાઠ
બુંબ પડે ને બણુગાં બહુ વાજે    ભેર ભૂંકે ને નોબત ગાજે ૧૪૮

અંતરિક્ષથી આવિ દેવતા જોય    સૂરા હસે ને કાયર રણ રોય
રાવણ-રાંમે જંમ જંગમ રચીયો    મંડપ મોહોટો તો રાઢનો મચીયો ૧૪૯

---

૧૩૮. ૨. ક ઇંધડીયા; ક. ગ. ઢગડી. ૩–૪. ગ. માં નથી. ૪. ક. આજ આંબુયને.

૧૩૯. ૧. ૨. ગ. માં નથી. ૧. ખ. તેરસેં.

૧૪૦. ૧. ક. કોહોલી. ૩. ખ. દલે. ૪. ખ. વેર સંભાલ્યું.

૧૪૧. ૧. ખ, માંહે. ૪. ક. રૂસ્તમે; ગ. તેહા તે રૂસાતંમનુ લશકર મારૂ ગઉ છે.

૧૪૨. ૧. ખ. બુધ્યે; ગ. શાંમલ ભટ કેહે મારી. ૪. ક. પ્રાછત જાય; ગ. પાપ જાએ.

૧૪૩. ૧. ૪. ખ, ગ. માં નથી.

૧૪૪. ગ. આ નથી. ૩. ૪. ખ. માં નથી.

૧૪૫. ખ ગ. માં નથી,

કૌરવ-પાંડવનુ જ્યુધ્ય છે જેવું તોલ-તર્રતિખે વિખાણ્ણુ તેવું
અંબાડી-સોતો હઠાવ્યો હાથી આસ ઉરાડા સાંમદ, સાથી ૧૫૦

મેરુ-ઉપર ઝંમ મેહ પડે છે ચ્યતુરંગી સેન્યા ચિત ચઢે છે
નાંખે ચીસો ને ખેચે ફર્માન જે દશાં દ્રોડે તાંહાં પડે ભંગાંણુ ૧૫૧

મોહોમાં તરુઆરો હાથમાં તીર મોહોટા-ગ્રોહોડાનાં ઉતર્યાં નીર
જેણી તો પાશાં દોટ દ્રોડાવે ભંગાંણ પડાવીને મોરચે આવે ૧૫૨

મોતભાગા તો મનમાં નવ્ય બીહેં 'હવે લડીસું અવસર ફીહે'
આસદેવ્યા આશીશ દે છે નાસે કાયરના પ્રાંણ જ લે છે ૧૫૩

રૂંખે રઢીઆલા રાઢ ન ખુટે ઉંટ, ખચ્ચર, પોઠી બહુ લુંટે
હાથી હઠાવ્યા, પાડી લોહો કોઠી મહીષ, મીઢા ને પાડા બહુ પોઠી ૧૫૪

વેહેલો, રથ ને સુખપાલો રાલી જોધા જોરાલા નાખા છે ઢાલી
દુંદાલા, ફૂંદાલા વીર વાંકડા રૂસ્તમે રણમાં કીધા રાંકડા ૧૫૫

રૂસ્તમ-ભણકારે લોક જ ત્રાસે નાંખી હથીઆરાં દોદશાં નાસે
કેટલેક આયુધ નાંખીને દીધાં કેટલેક તરણાં મોહોડામાં લીધાં ૧૫૬

કેટલા જીવંતા મુઆ થૈ પડીયા કેટલા નાસીને ઝાડે તો ચઢીયા
કેટલાક નાશંતા ધાઓ જ વાગા કેટલાક ઓચ્ચંતા પાવલે લાગા ૧૫૭

કેટલાક નવ્ય બોલે મોહોડેથી વાંણી કેટલાક ઝંખે 'પાંણી' 'ત્યાંહાં' પાંણી
કેટલાક ઉભેથી પડીયા થૈ ઊંધા હાથ વાંકા ને પડીઆ છે સુધા ૧૫૮

---

૧૪૯–૧૫૧. ખ. ગ. માં નથી.

૧૫૨. ૧. ખ. તરવારો. ૨. ખ. પોહોડાના. ૩. ૪. ગ. માં નથી. ૫. ક. પડીને.

૧૫૩. ૧. ગ. માં નથી. ૧. ખ. મોતભાગો. ૨. ક. ડિયે; ખ. વઢીશે. ૩.–૪. ગ. માં નથી.

૧૫૪. ૧–૨ ગ. માં નથી. ૧. ખ. રાઢનાં મૂલ. ૨. ખ. ઘોડા ખચરને દોલાવાં ઉંટ, ૩. ખ. હાથી હટોલનો પાડા લો કોઠી; ગ. મોટ માટા સરદાર મારે. ૪. ખ. ને ધાંડા પોઠી; ગ. ઘોડા ખચરાં ઘણેરાં પાડે.

૧૫૫. ખ. ગ. માં નથી.

૧૫૬. ૧. ગ. રૂશતંમને નાંમે મંરેઠ તરારો. ૨. ખ. એક ઉપર થૈ એક જય નાસે. ૩. ખ. કેટલે; ગ. કેટલાએ.

૧૫૭. ૩–૪. ખ. માં ૧૫૮. ૧. ૨. પછી આ પ્રમાણે: કેટલાક અરથી પાછલે લાગે કેટલા કર જોડી માન જય માગે.

૧૫૮. ૩–૪. ગ. માં નથી, ૩. ખ. કેટલાને વાગાં પડી છે ઊંધા. ૪. ખ. કેટલ ઓહો વાંકા ને પડીગા હુંધા.

માહાવનમાં જંમ સેર ત્રહુકે નાસે હરણાં ઝંમ પાસે નવ્ય ઢુકે
ધ્રડ ઉપર ધ્રડ ઢોલાવ્યાં ફૂલહથાનાં જુધ કેલાવ્યાં ૧૫૯

એમ બે પોહોર ઘોડે તો વઢીયા પાછા આવીને સોરચે અડીઆ
સાસ ખાતામાં આવી છે ઘેર સાથી સંઘાથે દણા સીતેર ૧૬૦

ઉતરા ઘોડેથી મુકીને બાગ વેહેચીને લીધા પોતાના ભાગ
દગો દીધાતુ વેર જ વાલો પોતે પોતાની દશ શંભાલો ૧૬૧

સાલ-ખજાંના લૂંટાવી દીધા આડે હથીઆરે ઉતરા સીધા
ફોડાં નગારાં, ભાગી કરણાટ પેહેરી રણસાલો, કીધો ઘેધાટ ૧૬૨

અભરામ કુલી સાંભર્યો ભાઈ 'એકલો પેઠો ભદ્રમાં ધાઈ
નાંહાંનડીયો માહારો લાડે જ પૂરો હજારાંમાં પેઠો થૈ સુરો' ૧૬૩

પાયેચા બાંધી બાંહિ ચઢાવી મરડી હાથ વાંસે ઢાલ ધરાવી
આકાશમાંહે જંમ તારા ગલે છે એમ મારતો ફોજ્ય ફરે છે ૧૬૪

ઉડે આકાશ, જયમ ત્રાઢૂકે વાઘ ફોજ મારગ દે, થયા બે ભાગ
સાહામા આવીને કોયે નવ્ય અટકે ફ્રમે, ઝૂમે ને ઉડે એમ કટકે ૧૬૫

વિખાણ કરંતાં વાર જ થાય જેણે દીઠું છે તેને મંનાય
આહેડી દેખી પંખી ઝંમ નાસે રૂસ્તમને દેખીને અરેઠા ત્રાસે ૧૬૬

વઢતાં તો વાધે બાધુર વાડો રહ્યો પાછલો ચોઘડી દાહાડો
ધરતિ ધ્રૂસક્રમે, નવ્ય લેહે ભાર લડાઈ લડા અપરસપાર ૧૬૭

માનાં ઉદરમાં લખીંતિ ઘડી તે રે વેલામાં આવીને અડી
રંક, રાજા ને બલીઆ બહુ વર્ણ સહુનેં માથે લખીયું છે મર્ણ ૧૬૮

---

૧૫૯. ૧–૨. ખ. ગ. માં નથી, ૩. ખ. ગ. ધડ ઉપર ધડ; ખ. ઢોલાવે. ૪. ક. ચુધ; ખ. કેલાવે,

૧૬૧. ૩. ખ. દીધો ને વેર જય વાલે; ગ. વેર તાહા વાલુ. ૪. ખ. સંભાલે; પોતાનુ વેર જ સંભાલુ.

૧૬૨. ૧ ગ. માં નથી. ૨. ખ, ઉતાર્યા. ૪. ક. ઘાલી રણમાં.

૧૬૩. ૨. ખ. એકલો ભદ્રમાં પેઠો ધાઈ. ગ. માં નથી. ૪. ક. એકલો ભધરમાં પેઠો. ગ. મા નથી.

૧૬૪. ગ. માં નથી. ૨. ક તારો. ૪. ક. એમ મારતો ફોજ ફરે છે; ખ. મારંતા.

૧૬૫. ગ. માં નથી. ૧. ૨. ખ. ફોજ મારગ દે થઇ બે ભાગ, જંગલમાં જયમ તાઢૂકે વાઘ; ક. ઝંમ. ૨. ખ. ન ટકે. ૪. ખ, ફ્રુમીને ઝૂંમીને.

૧૬૬. ગ. મા નથી. ૨. ક. મંનનાય; ખ. મનાઈ. ૩. ૪. ખ. માં નથી.

૧૬૭. ગ. માં નથી. ૧, ખ, તો વીઓ ઘણુ એક બાહડો. ૩, ૪, ખ, માં નથી.

૧૬૮. ૧. ગ. માં નથી; ખ. લખી જે ઘડી. ૨. ગ. માં નથી; ખ. વેલા ત્યાં આવીને આડી. ૩. ગ. માં નથી. ક. સર્ણ. ૪. ક. સૌકોને. ૧૬૯. ૧. ગ. આહદેરા બળીઆ. ૨. ખ. ગ. કીધી અલથલ.

રાવણ આદ્યે જેહે અહંકારી બલીયા | ધણી અલખત, પણ કાલે તે ગલીયા
હાક મારતાં કામ થયું છે | દસમું તો દ્વાર ફાટી ગયું છે ૧૬૯

સુરાંનો હક, લોકનો ઠાંમ | રૂસ્તમે ત્યાંહાં જઈ કીધો વીશરાંમ
આવીને દુસમન પાવલે લાગે | રૂસ્તમના સરખુ સુરાપણુ માગે ૧૭૦

'એન્હા સરીખી હીમતય રેહેજો | તરૂઆરે જસ એન્હો તો દેજ્યો
ધન્ય એની જનુની-કેરિ (ધન્ય) કુખ | સુરા-જંનને પ્રગટાવ્યૂં સુખ' ૧૭૧

રૂસ્તમ પડ્યાની વાત જ ચાલી | ટોપી ઉતારી પાઘડી ઘાલી
હેમદખાને હાથી સજ કરીયા | સુરાપુરાને અવછરાયે વરીયા ૧૭૨

ત્યાંહાંથી હેમદખાં ગુજરાતે આવ્યા | સરવે મરેઠા સંઘાથે લાવ્યા
'વચન આપું તે પાલોને તમ્યો | સવા દાહાડે સેહેર લુટિસું અમ્યો' ૧૭૩

હેમદખાંન એમ જ કાહાવે | 'સેહેર લુંટ્યાની નાંમીસી આવે
સેહેરને સાટે એ ઠાંસ | નદી-પાર ને સરખેજ ગાંમ ૧૭૪

નવ ખંડમાં હાક વાગી | ગુજ્યરાત-કેરી પાંખ જ ભાગી
હેમદખાં તો સેહેરમાં રહ્યા | લુંટી લગાડી મરેઠા ગયા ૧૭૫

નાત્ય-વેરાનો નાવ્યો પાર | બાર-બાર રુપૈઆ લીધા બે વાર
પુંન્ય કરતાં વરા(?એ?)ધ જસે | થોડે તો દાહાડે કલ્યાણ થાસે ૧૭૬

---

૧૬૯. ૧. ૨. પછી ખ. માં આટલું વધારે:
છઠી અક્ષર વિધાતા વાંક, ... આવી ... છે આંક
પૂરે જોહડે તે રૂસ્તમ તે થયા, સુરલોકોમાં આપે તે ગયા.
૩. ખ. થયૂં છે કામ. ૪. ખ. દશમૂ દ્વાર ફાટ્યૂં તે ઠામ.
૧૭૦. ૧. ખ. ગ. માં નથી. ૨. ક. કશરાંમ; ગ. વીશરમ. ૩-૪. ગ. માં નથી.
૧૭૧. ગ. માં નથી. ૩-૪. ને બદલે ખ. માં: રૂસ્તમખાંન ધરણે તાં ઢલીયા, ત્યાહારે હીમતખા હાથીએ ચઢીઆ.
૧૭૨. ૩. ખ. હાથી સજ્ય કીધો. ૪. ખ. કંથાને તેડી સીરપાઉ દીધો.
૧૭૩. ૨. પછી ક. માં આટલું વધારે: ભધરમાં આવિ કિધુ મુકાંમ.
૧૭૩. થી ૧૭૫. ને બદલે ખ. માં આ પ્રમાણે:
ત્યાહર પછી હવે શેહેર શું થયૂં, | સામલભટે સંખેપે કહ્યૂં
નબાબ મરેઠા રોહિલા ફાવ્યા | લોકને પાપે શહેરમાં આવ્યાં
તેણે તો દયા મનમાં ન આણી | લોકને મેલ્યા લા(?) ધુલ ને પાંણી
લોકને લૂટી ચોથ્ય જ લીધૂં | પોતે નબાબ્યે લોહિડૂં પીધં
નદીપારનૂં દેહવટ વાલ્યૂં | લૂટ્યૂં લગાડ્યૂં પૂરૂં પ્રજાલ્યૂં
ગયા મરેઠા રોહિલા રહ્યા | તાહાર પછી ભય વેરાના થયા.
૧૭૩ થી ૧૭૫. ગ. માં નથી. તેમને બદલે માત્ર ખ. ના પાઠની છેલ્લી પંક્તિ છે.
૧૭૬. ૩. ૪. ને સ્થાને ખ. માં આ પ્રમાણે છે.
વેપારી કેરી સમરધ્ય દીઠી, હજારાં કેરી લેવાની ચીઠી.
એહલું જાણીને પાપ જય ઠરયો, પેટવરામાં પુણ્યવરો કરયો
સુરાપુરાનો એહ શલોકો, એક મને કરી સાંભલજ્યો લોકો

સંવત સત્તર એકાશી જાંણું | માધસર વદી તેરસ પરમાંણું
સાંસલજી બ્રાંહ્મણ શ્રીઘોડ નાત્યે | બાંધી સલોકો સાંભલી વાત્યે ૧૭૭

એવુ શાંભલી કરસે જે દાંન | માહારાજ-પ્રભુનાં તેહેનેજ માંન
ભાટ, ચારણ, કવીજંન સહુને | પગે લાગુ છું બ્રાંહ્મણ-બહુને ૧૭૮

કરગરી કહું છૂં અધિપત્ય આપ | વરધ્ય-ખોટની કરજ્યો સહુ માપ
ગામ વસોએ રૂસ્તમ ગાજે | તેહેના નાંમથી લોહો બેડી ભાજે ૧૭૯

સાંભલી સલોકો દાંનજ કરસે | તેને આકાસથી રોજી તો મલશે
સીખે સાંભલે કેહે કર જોડ | સહું જન બોલોને શ્રી રણછોડ ૧૮૦

---

૧૭૭. ૧. ૨. ગ. માં નથી. ખ.: સંવત્ ૧૭૮૧ જાંણુ, માહા મહિનામાં એહ પ્રમાણ. ૧૭૭. પછીના પાઠ ને સ્થાને ગ. માં બારેક પંક્તિ છે, જેમાંની બે ત્રણ બાદ કરતાં ક. ને ખ. ના પાઠથી જુદી જણાય છે. પણ અક્ષરો ખૂબ જ ગરબડિયા હોવાથી માત્ર કોઈ કોઈ શબ્દ સ્પષ્ટ ઉકલે છે, એટલે પાઠાંતર નોંધી શકાયાં નથી. ૧૭૭. ૩. ૪. પહેલા ખ. માં ૧૭૮. છે.

૧૭૯. ૧. ૨. ને સ્થાને ખ. માં આ પ્રમાણે: રાગ ન જાંણું પિંગલવિચાર, વ્યાકરણ વાદી ગુણ લગાર.

૧૭૯. ગ. માં છે. ખ. માં તેને સ્થાને આ પ્રમાણે:

જાંણે અન્જાણે ગાવાંનું મન, | ખોડ્ય મ હેશો કો કવિ જન
સરસ્વતી માતા બ્રહ્માની બેટી, | બુધ્યની દાતા વિદ્યાની પેટી.

અહીં ખ. નો પાઠ પૂરો થાય છે. છેલ્લીની સંખ્યા ૧૪૮ આપેલી છે, પણ ગણતરીમાં ૧૫૦ થાય છે.

૧૮૦. ખ. માં નથી. ગ. ૨. આકાશથી તે નર ઉતરશે. ૩. ૪. ને બદલે આ પ્રમાણે છે:
જેને દયા દ (?)બાતુ કામ | તે જો કરશે રૂસ્તમને વરામ સલમ
તેનુ કામ તુરત થાશ | રૂશતમ પેતે પીર જ થઇ બેઠા.

ક. ની પુષ્પિકા; ઇતિ શ્રી સલોકો રૂસ્તમનો સંપૂર્ણ !

લખતંગ મેહેતા ગંગાસંકર ગૌરીસંકર ॥ રેહેવાસી સેહેર અમદાવાદના, માંડુ નાઅકની પોલમાં રહે છે ॥ સાંમી પ્રત્ય પરમાંને લખ્યો છે ॥ હમારે માથે દોષ રાખસો નહી ॥ મીતી સંવત્ ૧૯૦૪ના વર્ષે આસો શુદી ૧૧ ને વાર રવિ ॥
ૐ॥ શુભં ભવતુ ॥ કલ્યાંણમસ્તુ ॥ (૩૬૧ પંક્તિ)

ખ. ની પુષ્પિકા: ઇતિ શ્લોકો સંપૂર્ણઃ ॥ ॥ સંવત્ ૧૯૩૨ ના વર્ષે અષાડ વદી ૨ મંદવાસરે ॥ લખીતં વ્યાસ કરુણાશંકર હરગોવંન ॥ શ્રીરસ્તુ ॥

ગ. ની પુષ્પિકા: એ લાંડીઆ શવત ૧૭૭૯ ની શાલમા લડે છે. લી. શાઠદરા નાગર મેહેતા રામરાએ શહર પર એ પ્રરત પરમણે લખુ છે. ભુલચુક માપ કરજો. વાચે તેને નમશકાર છે. શવત ૧૮૬૪ વરખે ભાદરવા (વ)દી ૧૪ ભમ લખુ છે. સુરત બંદર મધે લખુ છે.

# પરિશિષ્ટ

(પ્રત ખ૦ માંની ઉપયુક્ત ટિપ્પણી)

૩.૧. મેહેમદશાહે સને ૧૭૨૨ માં નીજામુલમુલ્કને પોતાનો પ્રધાન ઠરાવ્યો. તેણે પાદશાહના હુકમથી ગુજરાતથી સ્વતંત્ર થયેલા હૈદર કુલીને હરાવીને પોતાના કાકા હેમદખાનને અમદાવાદનો સુબો સ્થાપ્યો.

૫.૧. 'સુજાતખાંન'–તે ઘડરમાં હતો.

૬.૧. 'રૂસ્તમ'–સુરતનો નવાબ હતો.

૭.૨. 'ગનીમ'–મરાઠા

૭.૨. પછી (ખ. ના પાઠાંતરમાં) 'હરોલ'–મોખરે ચાલનારૂં લશ્કર

૭.૪. 'અભરાંમ'–તે સુજાતખાં સાથે હતો.

૮.૩. સુજાતખાંએ પાદશાહને લખી જણાવ્યું કે હેમદખાં સ્વતંત્ર થયો છે. તે વખતે નીજામુલમુલકને પણ પાદશાહે કાઢી મુક્યો હતો.

૯.૨. 'ધહાને''–સુજાતખાનને.

૧૦.૨. 'તાગીર'–બરતરફ.

૧૫.૨. 'ઓલ'–કરાર પાળવા સારુ સામાના સ્વાધીનમાં પોતાનું માણુસ સોંપવું તે.

૧૫.૪. 'કાઢાડયો'–સમાધાની કરાવવાનો દિલાસો આપીને હેમદખાનને અમદાવાદમાંથી કાઢયો.

૧૮.૧. 'કાંમ'–લડાઈમાં મરે તે 'કામ આવ્યો' કેહેવાય છે.

૧૯.૪. 'કાંન જ બાંધી'–સલાહ બાંધી.

૨૦.૧. 'ગાંજડાવાલો' (ખ.)–કંથાજી મરેઠો.

૨૦.૨. 'ઘોપા'–એક જાતની બંદુકો.

૨૨.૩. 'હેલા'–ઝડપથી.

૨૨.૪. વળાદ પાસે મુઠીયું ગામ છે.

૨૩.૩. 'કપટ'–સુજાતખાનની ફોજમાં અમદાવાદી સિપાઈયો હતા, તેમને હેમદખાને ફોડયા.

૨૪.૧. 'વારૂ'–સારી પેઠે.

૨૬.૩. 'ત્રાંબાલુ'–ઉંટ ઉપરની નોબત.

'નીસાંણુ'–ઘોડા ઉપરની નોબત.

૨૭.૧. 'લોહલંગર'–બખતર.

૩૦.૨. (ખ. નું પાઠાંતર) 'વાંકો'–સુજાતખાં મરાયો.

૩૧.૨. 'આવ્યો'–સુજાતખાનની પક્ષ કરવા.

૩૩.૨. 'અભરાંમ કુલી'–તે અમદાવાદમાં ભદ્ર આગળ પોતાની હવેલીમાં રહેતો હતો એવું આંક ૪૭ના (=૫૦ ના ?) શ્લોક ઉપરથી જણાય છે.

૩૩.૪. મુત્સદીઓએ તથા નગરશેઠે અભરામ કુલીને લડવા જવા દીધા માટે અમે (?) સમાધાન કરવાનું કહીને દરવાજા બંધ કરાવરાવ્યા.

૩૫.૧. 'ખુશાલસા'–હેમાભાઈ વખતચંદના પિતા ખુશાલચંદ નગરશેઠ.

૩૫.૨. ખુશાલચંદ શાહે દરવાજા ઉઘડાવી હેમદખાંને શેરીમાં લીધા.

૪૬.૨. 'દેહેવટ'–ઉજડ વાળ્યું.

'સુડ'–કપાસના ખેતરની સાંઠીઓ સુડી નાખે છે તેમ.

૫૧•૧. 'ગોહય'–કલેક્ટર સાહેબના બંગલા સામે વડ હેઠળ અભરામ કુલીની ઘોર છે.
૫૩•૪. 'કાજ'–રૂસ્તમખાનને મારવાનું કામ કરવું છે.
૫૪•૩. સુજાતખાનને તથા અભરામ કુલીને વાંકો દહાડો થયો.
૫૬•૪. 'કટકાઇ'–લશ્કરની ચઢાઇ.
૬૦•૪. 'તસીઆ'–સ્વારો.
૬૧•૪. 'કુંતલ'–ઘોડા.
૬૨•૨. એક કામદારના હાથ નીચે ત્રણ હજારનું લશ્કર આગળ ચાલ્યું.
૬૩•૪. 'સોઢીને'–પાયદળ.
૬૪•૧. 'સાહિબજાદો'–રૂસ્તમખાનનો દીકરો.
૬૯•૪. 'પાખર'–બખતર.
૮૦•૧-૨. તે મહુધાનો નાગર હતો, અને રૂસ્તમખાનનો સેનાપતિ હતો. તેના પરાક્રમનો એક ગરબો જુદો છે.
૮૦•૪. 'ચંડોલે'–પાછળ ચાલનારી ફોજ (?)
૮૧•૪. 'મહીને'–મહી નદીને.
૮૫•૧. 'અડાસ'–અડાસા ગામ પાસે.
૯૫•૧. 'ખેહ'–'આકાશ (?).
૧૧૩•૧. પોતાના સોબતીઓ સુધાં ગામમાં જઇને કોટ ચણાવીને ઉપર નાળો મંડાવી.
૧૧૮•૧. 'જૂંગાણુ'–લડવાના ઉત્સાહવાળા (?)
૧૧૯•૧. 'કેકાંણ'–ઘોડો.
૧૩૩•૪. 'પાધરે થૈને'–પડખે થઈ ને.
૧૩૭•૩. રૂસ્તમખાં
૧૩૯•૨. 'રત્યેબો'–માર.
૧૪૪•૧. 'હાલક'–ગભરાટ.
૧૬૧•૧. 'બાગ'–લગામ.
૨. 'ભાગ'–શીતેર જણુ એ દુશ્મનની ફોજના શીતેર ભાગ કલ્પ્યા.
૧૬૪•૧. 'પાયેચાં'–આંજી.
૧૬૯•૨. પછી (ખ. નો પાઠ) 'જોહડે'–પોતાના પેટમાં કટારી મારી મુઓ.
૧૭૬•૨. દર નાતે ફરજવેરો ઘાલ્યો.

# શબ્દસૂચિ

| | | |
|---|---|---|
| આદિકેરૂં | ૫૫·૨ | અદકેરું, અધિકતર |
| અડી | ૮૯·૨,૧૬૮·૨ | પહોંચી |
| અલખત | ૧૬૯·૨ | સમૃદ્ધિ |
| અંગરેચી | ૭૧·૨,૭૨·૪ | અંગ્રેજ |
| આટારણમાં ગઈ | ૧૧૨·૪ | આટાલૂણમાં ગઈ, ધૂળધાણી થઈ. |
| આહેડી | ૧૬૬·૨ | આખેટક,શિકારી. |
| એહેશી | ૧૨૬·૨ | એંશી |
| ઓલ | ૧૫·૨ | જામીન |
| ઓસીકલ | ૧૨૭·૩ | ઓશીંગણ |
| કટકાઈ | ૬૪·૪ | પરાક્રમ |
| કરણાટ | ૭૮·૩,૯૧·૪ | એક વાજું |
| કાહાઢીસુ | ૩૯·૩ | કાઢશું |
| કીહુ | ૫૫·૩ | કર્યું |
| કુલાહલ | ૧૩૦·૨ | કોલાહલ |
| કુંતલ | ૬૧·૪ | ઘોડા |
| કુંમખ | ૧૩૭·૪ | કુમક |
| કેકાંણ | ૬૮·૧,૧૧૯·૧ | ઘોડા |
| ક્યાહાર્યે | ૧૬·૨ | ક્યારે |
| ખેડાં | ૪૩·૪ | ઢાલ |
| ખેય | ૧૪૬·૪ | ખેહ, ધૂળ |
| ખેહ | ૯૫·૧ | ધૂળ |
| ગનીમ | ૭·૨ | મરાઠા |
| ગુજ્યરાતિ | ૨૩·૪,૬૨·૧ | ગુજરાતી |
| ગોહર્ય | ૫૧·૧ | ઘોર |
| ચ્યતુરંગી | ૧૫૧·૨ | ચતુરંગી |
| જુર્ગાંણ | ૯૪·૧, જૂંગાણ ૧૧૮·૧ (?) | |
| જ્ય | ૨૩·૩,૧૧૫·૧ | જ |
| જયમણી | ૮૬·૪,૯૨·૪ | જમણી. |
| જ્યુધ્ય | ૧૨૪·૪,૧૩૫·૧,૧૫૦·૧ | જધ, યુદ્ધ. |
| જ્યેહને | ૭·૧ | જેને |
| ઝંમ | ૧૫૧·૧,૧૫૯·૨,૧૬૬·૩ | જ્યમ, જેમ |
| ઝૂઝાર | ૪૫·૧,૬૩·૩ | યોદ્ધો. |
| ડાભા | ૧૨૯·૧,૧૨૭·૪ | ડાબે ,ડાબી બાજુ |
| તસીઆ(તસેહા) | ૬૦·૪,૮૮·૪,તસીયે ૧૧૨·૧? | |
| તાગીર | ૧૦·૨ | બરતરફ |
| ત્રદુકે | ૧૫૯·૧ | તડુકે |
| ત્રાદુકે | ૧૬૫·૧ | તાડુકે |
| દાહા | ૧૫·૧ | દહાડા |
| દેહેવટ વાલો | ૪૬·૨ | ખેદાનમેદાન કરી નાખ્યું. |
| દ્યાહાડો | ૧૩૬·૪ | દહાડો |

| | | |
|---|---|---|
| ધાહાડી | ૧૩૭·૧ | દહાડી, દર |
| ધોપ ૬૬·૪, ધોપા ૨૦·૨ | | એક જાતની બ |
| ધોંસા | ૭૯·૨ | નગારા (?) |
| ધ્રડ | ૧૫૯·૨ | ધડ |
| નાહાઠાં | ૩૦·૪ | નાઠાં |
| નાહાસે | ૭·૨ | નાસે |
| નફેરી ૭૮·૩, નેફેરી ૯૧·૪ | | એક જાતનો |
| નબાપ | ૫૨·૪,૧૦૬·૪ | નવાબ |
| પલવટ વાલી | ૪૩·૩ | ભેટ બાંધી |
| પાખિ | ૫૫·૪ | વિના |
| પાધડે | ૧૩૩·૪ | પેંગડે |
| પાવલે | ૧૫૭·૪,૧૭૦·૩ | પગે |
| પુરમાંણ | ૨૧·૪ | ફરમાન |
| બાગ | ૧૬૧·૧ | વાગ, લગ |
| બાધુર | ૧૬૭·૧ | બહાદુર |
| બેરડો | ૧૦૩·૨, બેરડા ૧૪૧·૧ | (?) |
| ભધર | ૪૦·૪ | ભદર |
| મશારાં | ૧૪·૩ | સુલેહ |
| મસવાડા | ૪·૨ | માસ |
| મરેહેઠા | ૩૧·૪,૫૩·૨ | મરેઠા |
| માપ | ૧૭૯·૨ | માફ |
| માહા | ૮૯·૨ | મહા |
| મીઢા | ૧૫૪·૪ | મેંઢા |
| સુઆલા | ૪૪·૩ | સુવાળો, મો' |
| મોહોટા | ૫·૪ | મોટા |
| રત્યેબો | ૧૪૦·૨ | (?) |
| રેહેકલે | ૭૧·૪,૮૭·૧ | રેંકડે |
| રોંસા | ૭૯·૧ | (?) |
| લાહાર | ૭૩·૩ | લાંબી હાર |
| લ્યખ્યાવ્યો | ૧૭·૪ | લખાવ્યો |
| લ્યાવ્યા | ૯૦·૪ | લાવ્યા |
| વહેપારી | ૫૪·૧ | વેપારી |
| વિખાણું | ૬૭·૪ | વખાણું |
| વિખાંણ | ૬૮·૨ | વખાણ |
| વીખાંણ | ૨·૩,૪·૪,૩૬·૪ | વખા |
| શેહે | ૭૧·૩, સેહે ૬૬·૧ | સો |
| સરવસ્ત | ૧૦૭·૩ | સર્વસ્વ |
| સંધાથે | ૫૬·૨,૩ | સાથે |
| સાંમદ | ૫૮·૧,૧૫૦·૪ | સામંત |
| હડોલે | ૬૧·૨,૬૨·૨ | હરોળે |
| હાલકહોલ | ૯૩·૪ | હાલકહુલક |
| હેલા | ૨૨·૩ | રમતમાં, મ |